જરથોશતી ધર્મ શિક્ષણ માળા-પુસ્તક બીજું.



# જરથોશતી ધર્મની તવારીખ.

લખનાર

એરવદ જીવનજી જમશેદજી મોદી, બી. એ.

---

આવૃત્તિ બીજી.

---

છપાવી પ્રગટ કરનાર

જરથોશતી ધર્મ સંબંધી કેળવણી આપનારી

અને

જ્ઞાન ફેલાવનારી મંડળી.

---

૧૯૨૨.

જરથોસ્તી ધર્મ શિક્ષણ માળા-પુસ્તક બીજું.



# જરથોસ્તી ધર્મની તવારીખ

લખનાર

એરવદ જીવનજી જમશેદજી મોદી, બી. એ.



આવૃત્તિ બીજી.



છપાવી પ્રગટ કરનાર

જરથોસ્તી ધર્મ સંબંધી કેળવણી આપનારી

અને

જ્ઞાન ફેલાવનારી મંડળી.



૧૯૨૨.

આ પુસ્તક ધી જ. ન. પીતીત પારસી ઑરફનેજ કૅપતન પ્રિન્ટીંગ
વર્કસ નં. ૧૪૧, લાલબાગ, પરેલ, મુંબઈમાં મી૦ મેહેરજી બી.
મીઠાઇવાલાએ છાપ્યું છે. અને જરથોસ્તી ધર્મ સંબંધી
કેળવણી આપનારી અને જ્ઞાન ફેલાવનારી મંડળીના
સૅક્રતરી શમ્સ-ઉલ-ઉલમા ડૉ. જીવનજી જમશેદજી
મોદી, બી. એ. પીએચ. ડી., સી. આઇ. ઈ. એ
મંડળીને માટે પારસી પંચાયતની ઑફીસ,
નં૦ ૨૦૯, હોર્નબી રોડ, કોટ, મુંબઈ.
મધેથી પ્રગટ કીધું છે.

# પેહેલી આવૃત્તિનો ખુલાસો

## જરથોશ્ત ધર્મ સંબંધી કેળવણી આપનારી અને જ્ઞાન ફેલાવનારી મંડલી.

આપણાં ટોળામાં ધર્મ સંબંધી કેળવણી આપવા અને જ્ઞાન ફેલાવવા માટે એક મંડળી ઉપલે નામે, તા૦ ૧૦ મી જુલાઇ ૧૯૦૩ ને દીને સ્થાપવામાં આવી હતી. એ મંડળીએ ધર્મ સંબંધી કેળવણી આપવા માટે ત્રણ યા વધુ ચોપડીઓની હારમાળા લખાવવાને ઠેરવ્યું છે. તેમાંની પેહેલી "જરથોસ્તી ધર્મ સંબંધી પ્રશ્નોત્તર" એવે નામે પ્રગટ થઇ છે. તેની પેહેલી આવૃતીની ૧૦,૦૦૦ નકલ ખપી જવાથી બીજી આવૃતી ૫,૦૦૦ નકલની બાહાર પાડવામાં આવી છે. એ હારમાળાની આ બીજી ચોપડી છે. એ ચોપડીઓ તૈયાર કરાવવા માટે એ મંડળીએ નેમેલી બુક-કમીટી હાલ નીચલા સભાસદોની બનેલી છે:—

શમશુલ ઓલમાં દસ્તુર દારાબજી પેશોતનજી સંજાણા, બી૦ એ૦.

દસ્તુર કેખસરૂ જામાસ્પજી જામાસ્પઆશાના.

એરવદ એદલજી કેરસાસ્પજી આંટીયા.

શેઠ પેસતનજી કુંવરજી મોતીવાલા, એમ. એ., એલ. એલ. બી.

એરવદ બહમનજી નશરવાનજી ધાભર, એમ. એ.

શેઠ રૂસ્તમજી કાવસજી પારખ.

શેઠ બેહરામગોર તેહમુરસ અંકલેસરીઆ, એમ. એ.

શેઠ જીજીભાઇ પેસતનજી મીસતરી, એમ. એ.
ડા૦ માણેકજી બમનજી દાવર, એમ. એ., પી એચ. ડી.
શેઠ સોરાબજી જમશેદજી બલસારા, એમ. એ.
શેઠ રતનજી ફરદુનજી ગોરવાલા, એમ. એ.
શેઠ અરદેશર ખરશેદજી વેસાવેવાલા, બી. એ.
શેઠ ખોદાબક્ષ એદલજી પુનેગર, બી. એ.
બાઇ ભીખાઇજી અરદેશર એનજીનીયર, એમ. એ.
એરવદ જીવનજી જમશેદજી મોદી બી. એ.

એ કમટીએ કારોબાર મંડળીની બહાલીથી એ ચોપડીઓ લખવાનું કામ નીચલા બે ગ્રહસ્થોને સોંપ્યું છેઃ—

શેઠ સોરાબજી જમશેદજી બલસારા.
એરવદ જીવનજી જમશેદજી મોદી.

એઓમાંથી આ ચોપડી એરવદ જીવનજી જમશેદજી મોદીએ તૈયાર કીધી છે, તેનું લખાણ પેહેલ વેહેલે બુક-કમીટીના સઘળા સભાસદોમાં ફેરવવામાં આવ્યું હતું. ત્યાર પછી તે બુક કમીટીની નવ સભાઓમાં તપાસવામાં આવ્યું હતું. ત્યાર પછી તે કેટલાક ફેરફારો સાથે છપાવવામાં આવ્યું હતું. તેના છાપેલા પ્રુફો સર્વે સભાસદોને પહોંચાડવામાં આવ્યા હતા. તેઓએ તે વાંચવા પછી બુક-કમીટીની બીજી ૮ સભાઓમાં તે ફરીથી તપાસવામાં આવ્યા હતા.

એ ચોપડીના છાપેલા પ્રુફોની એકેક નકલ આપણી અત્રેની જાહેર પારસી સ્કુલોના વડા ઉસ્તાદો ઉપર મોકલી આપવામાં આવી હતી, એ સાહેબોએ સામાન્ય રીતે એ ચોપડી માટે પોતાની પસંદગી જણાવી છે. તેઓની પસંદગીના શબ્દો સેવટે આપ્યા છે.

આ ચોપડી તપાસનાર બુક-કમીટી આપણા ભણેલા દસ્તુરો, એરવદો અને બેહદીનોની બનેલી છે. તે સાહેબોની બારીક તપાસમાંથી તે પસાર થઇ છે. વળી તે પારસી સ્કુલોના વડાઓની પસંદગી પામી છે. માટે મંડલી આશા રાખે છે કે તે સર્વની પ્રસન્તા પામશે અને સર્વ જરથોસ્તી માબાપો આ પુસ્તક પોતાનાં કુટુંબમાં દાખલ કરી પોતાનાં બચ્ચાંઓને તેથી ધર્મ કેલવણી આપશે. જરથોસ્તી સ્કુલોના વડા શિક્ષક સાહેબોને પણ કમીટી અરજ કરે છે કે તેઓએ એ ચોપડી પોતાની સ્કુલોમાં ધર્મ શિક્ષણ માટે દાખલ કરવી.

રોજ ૮ મો, માહ ૨ જો,<br>
શેહેનશાહી સને ૧૨૮૦<br>
તા૦ ૨૦ મી અકટોબર ૧૯૧૦.

કારોબાર મંડળીના હોકમથી

**જીવનજી જમશેદજી મોદી.**

ઓ૦ સેક્રેટરી.

# બીજી આવૃત્તિનો ખુલાસો.

જરથોશ્તી ધર્મ સંબંધી કેળવણી આપનારી
અને જ્ઞાન ફેલાવનારી મંડળી.



આ ચોપડીની પેહલે છપાવેલી ૫૦૦૦ નકલો ખપી જવાથી થોડાક ફેરફાર સાથે આ બીજી આવૃત્તિની ૫૦૦૦ નકલ છપાવી છે.

રોજ ૧૫ મો માહ ૫ મો શહેનશાહી સને ૧૨૯૨
તા૦ ૨૨ મી જાનેવારી ૧૯૨૩.

જીવનજી જમશેદજી મોદી
ઑ૦ સેક્રેટરી.

## કેટલીક પારસી સ્કુલોના વડાઓનાં આ ચોપડી બાએ મતો

શેઠ હોરમજી પાલનજી પાવરી. બી. એ., તે એસપ્લેનેડ હાઇ સ્કુલના હેડ માસ્તર તા૦ ૨૨ મી નવેમબર ૧૯૧૦ નાં પત્રમાં જણાવે છે કેઃ—

"I find the book well-written and full of information."

એરવદ પાલનજી હોરામજી પાવરી બી. એ, તે ધી બેરામજી જીજીભાઈ ચેરીટેબલ ઇન્સ્ટીટયુશનના ધર્મ શિક્ષક તા૦ ૨૯ મી નવેમ્બર ૧૯૧૦ નાં પત્રમાં જણાવે છે કે :—

"I went through it with considerable in terest and found it very well suited to juvenile requirements. If our boys and girls are given an opportunity to study it in their schools, they will not only be considerably informed in matters religious, but will surely learn to take pride in the very rich inheritance of Zoroastrianism received from our worthy ancestors."

શેઠ ફરામજી બમનજી માસ્તર. બી. એ., તે ફોર્ટ એન્ડ પ્રોપ્રાયટરી હાઈ સ્કુલના હેડ માસ્તર તા૦ ૧ લી ડીસેમબર ૧૯૧૦ નાં પત્રમાં જણાવે છે કે :—

"The Second Book of the Religious Books' Series written by Sams-ul Ulma Ervad Jivanji Jamshedji Modi, B. A., for the Society of propagating Zoroastrian knowledge will be a great help to

Parsi children in acquiring a knowledge of their religion. Mr. Modi, in this book, gives the history of the Zoroastrian religion from its origin and treats the subject in such a masterly manner that the boys and girls for whom it is intended will, I have no doubt, find it interesting as well as instructive.

Mr. Modi is well-known to school children as an eloquent preacher and they are sure to study this book with the attention it deserves, as it is written by one who takes a great interest in their welfare."

શેઠ એદલજી દોરાબજી તલાટી. બી .એ., તે એલ્ફીન્સ્ટન હાઇ સ્કુલના માજી પ્રીન્સીપલ તા૦ ૧૮ મી ડીસેમ્બર ૧૯૧૦ નાં પત્રમાં લખે છે કે :—

"This book contains information on our religion which every Zoroastrian ought to know. It will be of great use to Parsi boys."

## સાંકળ્યું.


પાનુ

પ્રકરણ ૧ લું—

જરથોશતી ધર્મની ઇરાનમાં ઉત્પત્તિ ... ૧

પ્રકરણ ૨ જું—

અશો જરથોશતની આગમચ ધર્મની હાલત ૩
આગલા સોષ્યન્તો ... ... ... ૪
ગયોમર્દ ... ... ... ... ૫
હોશંગ ... ... ... ... ૬
તેહમુરસ ... ... ... ... ૬
હોમ ... ... ... ... ૭
જમશેદ ... ... ... ... ૮
ફરેદુન ... ... ... ... ૯
કાઉસ ... ... ... ... ૧૦
કએખુસ્રુ ... ... ... ... ૧૧
ઉપલા સોષ્યન્તોની દીન ... ... ... ૧૨
આગલી દીનનાં લખાણ ... ... ૧૪
આગલી પઓઇર્યોતકએશી
માજદયસ્ની દીનનાં તત્વો. ... ... ૧૫
(૧) આતશની સેતાયશ ... ... ૧૫
(૨) કુસ્તી બાંધવાનો રીવાજ... ... ૧૭
(૩) હોમની ક્રિયા. ... ... ૧૮
(૪) બર્સમની ક્રિયા ... ... ૨૦
ઉપલા ભલાં તત્વો સાથની માજદયસ્ની દીન
પેગામ્બર જરથોસ્તે કબુલ રાખી ... ૨૧

પ્રકરણ ૩ જું—

અશો જરથોશતનાં આવવા પછી એક ખુદાને માણનારી માજદયસ્નની દીનનું કાયમ થવું ૨૧

પ્રકરણ ૪ થું—

જરથોશ્તે પોતાની દીન મુખ્ય કરી દેવયસ્નીની વિરૂદ્ધમાં ફેલાવી ... ૨૬

માહેલી ગવાહી, એટલે ખુદ અવસ્તાનાં લખાણુની ગવાહી ... ... ... ૨૭

દેવ એટલે શું ! ... ... ... ૨૮

જરથોસ્તની શિખવણી પ્રમાણે દેવ શબ્દ બહોળે અર્થે. ... ... ... ૩૦

જરથોસ્તની આગમચ આર્યન પ્રજાની હાલત. ૩૧

દવયસ્ની સામે પેગમ્બર જરથોસ્તની કોશેશ... ૩૩

દેવયસ્ની સામેની પેગામ્બરની કોશેશમાં રીસસુધીનો અંશ ... ... ... ૩૫

બહારની ગવાહી. બીજી પ્રજાઓના સાહિત્યમાં દેવને મલતા શબ્નો ઉપયોગ. ... ... ૩૭

ત્રીજી ગવાહી. વેદીક અને જરથોસ્તી સાહિત્યમાં 'દેવ' અને 'અહુર' શબ્દનો ઉપયોગ ... ૩૮

જરથોસ્તી દીન અને આગલી દીન વચ્ચેના ફરક બાબે જાહેરપરમનું પેહેલની લખાણુ ૩૯

આગલી દીનવાળાઓ સાથ ઝગડો. ... ૪૦

પેગામ્બર જરથોસ્તે કુદરતની સેતાયશને આપેલી હદસરની હકદાર જગ્યા ... ... ૪૧

પ્રકરણુ ૫ મું

અશો જરથોશ્તની જીંદગી અને કારકિર્દીનું ટુંક વૃત્તાંત ... ... ૪૩

પેગામ્બર જરથોસ્ત એક હૈયાત પુરૂષ હતો. ૪૩
(૧) અંદરની ગવાહી ... ... ... ૪૫
(ક) ગાથાની ગવાહી ... ... ૪૫
(ખ) ગાથા પછીનાં બીજાં લખાણો ... ૪૮
(૨) બાહેર ગવાહી ... ... ... ૪૯
(ક) અવસ્તા સિવાયનું પેહેલવી પાજંદ ફારસી સાહિત્ય ... ... ... ૪૯
(ખ) પારકા લખનારાઓ ... ... ૫૧
(૧) પશ્ચિમ ભણીના પુરાણા લખનારાઓ ... ૫૧
(૨) પુર્વ ભણીના પારકા લખનારાઓ ... ૬૨
જરથોશ્તના જન્મ અને વસવાટનો મુલક ... ૬૬
જરથોસ્તનો સને ... ... ... ૬૭
જરથુસ્ત્ર નામનો અર્થ ... ... ... ૬૨
જરથોસ્તના ચેલાઓ ... ... ... ૭૩
એવણના વડવાઓ ... ... ... ૭૩
એવણુના પિતા ... ... ... ૭૪
એવણુનાં માતા ... ... ... ૭૪
એવણુનાં ધણીયાણી ... ... ... ૭૫
એવણુના ભાઇઓ ... ... ... ૭૫
ફરજંદો ... ... ... ... ૭૫
પેગામ્બર જરથોસ્તના વડીલોના નામની વંશાવલી ૭૬
એવણુનો જન્મ અને બચગી ... ... ૭૬

એવણુની જવાની ... ... ... ૭૮
એવણે કરેલી મુસાફરી ... ... ... ૮૦
દીન માટેની બશારત ... ... ... ૮૦
એવણુનું મરણુ ... ... ... ૮૩
પેગામ્બર જરથોસ્તની મરણુ વખતે ઉમ્મર... ૮૩
જરથોશ્ત પેગામબરની જીંદગી ઉપરથી મલતો ધડો ૮૫
(૧) સારા ધારા ... ... ... ૮૫
સુધારો અથવા સારો એટલે શું ? ... ૮૬
(૨) જીંદગીમાં સુખ અને દુઃખ ભેળાયલું છે. ૮૭
(૩) ખરૂં સુખ ફરજ બજાવવામાં છે ... ૯૦
(૪) ભલાં કામમાં ઉલટ ... ... ૯૧

પ્રકરણુ ૬ ઠું—
અશો જરથોશ્ત પછી આજ સુધીની જરથોશ્તી ધર્મની ટુંક તવારીખ ... ૯૪

શાહ ગુસ્તાસ્પ, અસ્ફન્દયાર, બહમન અને દારાએ દારાબ ... ... ... ૯૪
સઐન અહુમ સ્તુદાન ... ... ... ૯૬
હિંદી અને યુનાની દાનાવો ... ... ૯૭
હખામીનીઅન પાદશાહી ... ... ૯૮
સિકંદર ... ... ... ... ૯૮
વહખશ ... ... ... ... ૯૯
અર્દેશર બાબેગાન .. ... ... ૯૯
શાપુર પેહેલો... ... ... ... ૧૦૦
શાપુર બીજો ... ... ... ... ૧૦૧

નોશેરવાન અદલ ... ... ... ૧૦૨
નોશેરવાન પછી ઇરાનના ધર્મ અને સાહિત્યની હાલત ... ... ... ... ૧૦૩

પ્રકરણ ૭ મું—

અવસ્તાનાં પુસ્તકો શી બાબતનાં છે તેનો ખુલાસો ... ... ... ૧૦૫
જંદ અવસ્તા ... ... ... ... ૧૦૫
અસલ અવસ્તા ... ... ... ૧૦૬
યજશ્ને ... ... ... ... ૧૦૭
ગાથા ... ... ... ... ૧૦૭
અહુનવદ ગાથા ... ... ... ૧૦૮
ઉસ્તવદ ગાથા ... ... ... ૧૧૦
સપેન્તોમદ ગાથા ... ... ... ૧૧૧
વોહુક્ષથ્ર ગાથા ... ... ... ૧૧૩
વહિસ્તોઇસ્ત ગાથા ... ... ... ૧૧૩
યસ્ન હપ્તંઘહાઇતી ... ... ... ૧૧૩
યજશ્નેના બીજા બાગો ... ... ૧૧૪
વીસ્પરદ. એ શબ્દનો અર્થ ... ... ૧૧૭
વીસ્પરદ એટલે સઘલા રતુઓ અથવા સરદારોની યાદનું ભણુતર ... ... ૧૧૭
વીસ્પરદ એ સઘળા રતુઓની સામટી શિફ્ત ૧૧૮
વીસ્પરદને ગાહમ્બાર સાથ સંબંધ ... ૧૧૯
ગાહમ્બાર વખતે સઘળા રતુઓનો મેળાવડો ૧૧૯
ગાહમ્બાર સાથના વીસ્પરદના સંબંધ ઉપરથી લેવો જોઇનો ધડો ... ... ૧૨૦

વંદીદાદ ... ... ... ... ૧૨૧
ખોર્દેહ અવસ્તા ... ... ... ૧૨૫
ગેહો ... ... ... ... ૧૨૫
નીઆએશો પશ્નો વિગેરે ... ... ૧૨૫

પ્રકરણ ૮ મું—

**આગલા ઇરાની જરથોશ્તી ધર્મને લગતાં સાહિત્યની ટુંક તવારીખ ... ... ૧૨૭**

૧ અવસ્તાનાં લખાણોનો પેહેલવી તરજુમો અને શરેહ... ... ... ... ૧૨૮
૨ ધર્મ સંબંધી બાબતોનાં પેહેલવી લખાણો ૧૨૯
૩ ધર્મ સંબંધી નહિ, એવાં પેહેલવી લખાણો ૧૨૯
પાજંદ સાહિત્ય ... ... ... ૧૨૯
ફારસી સાહિત્ય ... ... ... ૧૩૦
આપણા ધર્મને લગતું સંસ્કૃત સાહિત્ય ... ૧૩૧
બીજું સાહિત્ય ... ... ... ૧૩૨




# પ્રકરણ પહેલું

---

## જરથોશતી ધર્મની ઇરાનમાં ઉત્પત્તિ

જરથોસ્તી દીન પહેલે ઇરાનમાં જાહેર થઇ હતી. પેગામ્બર જરથોસ્તને "ઇરાનવેજમાં વખણાયલો" કહ્યો છે.[1] એ દીન પાદશાહ ગુસ્તાસ્પનાં રાજ્યમાં પેગામ્બર જરથોસ્તે તેની દરબારમાં જાહેર કીધી હતી. શાહ ગુસ્તાસ્પની દરબાર બલ્ખમાં મળતી હતી. એ સમએ એ શહેરને 'એરેદ્વો દ્રફ્શાંમ'[2] યાને "બુલંદ (પાદશાહી) વાવટાવાળું" કહ્યું છે. પાદશાહી રાજધાની એ શહેરમાં હતી. એ ઉપરથી દીસે છે કે તે વખતે ઇરાનની હદ પૂર્વે છેક બલ્ખ સુધી હતી. વળી જરથોસ્તના જન્મની જગ્યા તરીકે દારજ નામની નદીનો કાંઠો જણાવવામાં આવે છે. તે નદીને સઘળી નદીઓમાં મુખ્ય ગણવામાં આવી છે, કારણ ત્યાં પેગામ્બર જરથોસ્તનાં બાપનું ઘર હતું અને જરથોસ્તનો જન્મ ત્યાં થયો હતો.[3] આ દારજ

---

(૧) 'સુતો અઇર્યેને વએજહિ.' યજશ્નને હા ૯, ફ. ૧૪. (૨) વંદીદાદ ફર્ગર્દ ૧. ફ. ૭. (૩) 'દારજ રૂદ રૂદ મારા ૨ રદ, મેમનશ માને અબીતરે જરતુશ્ત પવન બાલા. જરતુશ્ત વમમન જાદ (બુનદેહેશ બાબ ૨૪, ફ. ૧૫) અર્થ-દારજ નદી મોટી નદીઓમાં મુખ્ય છે, કારણકે તેની ઉંચાઈ (એટલે કિનારા) ઉપર જરથોશ્તના બાપનું રહેઠાણ (હતું અને) જરથોસ્ત ત્યાં જનમ્યો હતો.

નદીને ઇરાનવેજમાં આવેલી જણાવી છે,[1] અને તે દાલ-દરહ અથવા દર્યા નામની નદી છે, જે આજરબએજાનમાં આવેલા સવલાન પહાડમાંથી વહે છે. એ સવલાન પાહડને કાજવીની નામનો લખનાર સેબીલાન નામે જણાવી ગયોછે અને તે એ પહાડને પેગામ્બર જરથોસ્તની દીન-બશારત (inspiration) ની જગ્યા તરીકે કહી ગયો છે ત્યારે ઇરાનવેજની હદ પશ્ચિમે છેક આજરબએજાન સુધી લંબાયલી ગણાઇ છે. એ સવલાન અથવા સેબીલાન અવસ્તાને ઉશીદરેન પહાડ છે, કે જે ઉપર પેગામ્બર જરથોસ્તે બશારત મેળવી હતી. એ મુજબ જોતાં પેગામ્બર જરથોસ્તે ઇરાનવેજના પશ્ચિમ ભણીના આજરબએજાનના મુલકમાં જન્મ લેઇ, પૂર્વ તરફ બલખ શહેરમાં જઇ, ત્યાં પાદશાહની દરબારમાં પોતાની દીન ફેલાવી હતી. વળી એ ઇરાનવેજમાં દસ મહિના ઠંડી અને બે મહિના ગરમી રહેતી હતી.

---

(૧) બુનદેહેશ બાબ ૨૦, ફ. ૩૨.

# પ્રકરણ બીજું

## અશો જરથોશ્તની આગમચ ધર્મની હાલત

પેગામ્બર જરથોસ્તના જમાનાની આગમચના જમાનાઓમાં દુનિયામાં કોઇ બીજા તરેહવાર તરીકાઓ યા દીનો જાહેર હોવી જોઇએ, વંદીદાદમાં તે બીજી દીનો માટે, તે બીજી દીનોના કલામો (અવરૂહ) માટે બોલવામાં આવે છે. ત્યાં કહે છે કે કોઇ બીજાઓએ દીનના જે કલામો કહ્યા હોય તે સર્વ દીની કલામો કરતાં જરથોસ્તી દીનના જે કલામો એ પ્રમાણમાં મોટા છે, કે જે પ્રમાણમાં વોઉરૂકશ દર્યો, પાણીના બીજા ભાગો, યાને સરોવરો, નદી નાલાંઓ કરતાં મોટો છે, જે પ્રમાણમાં એક મોટું ઝાડ નાના ઝાડોને ઢાંકી નાંખે છે, અને જે પ્રમાણમાં આસ્માન આ જમીનને ઢાંકી નાંખે છે.[1] ખુદ પેગામ્બર જરથોસ્તના વખતમાં કોઇ બીજી દીનો હતી, કારણ કે જરથોસ્તી માજદયસ્ની દીનના એકરારનામામાં જરથોસ્તી દીનને તે વખતની બીજી હૈયાત દીનોમાં સર્વથી મોટી, સર્વથી ભલી, સર્વથી સરસ ગણી છે.[2]

### ઇરાનની આગલી દીન તે પએઓર્યોં તકએશી

પેગામ્બર જરથોસ્તે પોતાની દીન ઇરાનના મુલકમાં ફેલાવી હતી. એ મુલકમાં એવણે પોતાની દીન જાહેર કીધી તે આગમચ જે દીન જણાયલી હતી, તેને આપણાં પુસ્તકોમાં

---

(૧) ફરગરદ ૫, ફ. ૨૨ થી ૨૫. (૨) યજશને હા ૧૨, ફ. ૯.

'પઓઇર્યો ત્કએષી'[1], યાને "આગલા તરીકાવાળી," કહી છે. તે દીન પણ 'માજદયસ્ની' અને "એક મહાત્માની સાહેબને પિછાનનારી" દીન હતી. એ માજદયસ્ની દીન ઇરાનમાં લાંબા વખતની ચાલુ હતી.[2] પણ અવારનવાર તેનાં સ્વચ્છપણાંમાં કોઇ બુરાં[3] આદમીઓનાં દોર યા શિખવણીથી ખલલ થતી હતી. કોઇ મહાત્મા પાદશાહો યા પુરૂષો તે ખલલ દુર કરી તે દીનને પાછી તેની અસલ સ્વચ્છતા આપવાની કોશેશ કરતા હતા. પેગામ્બર જરથોસ્તની આવી કોશેશ વધુ ફતેહમંદ નિવડી હતી. તે વધુ ફતેહમંદ નિવડી, તેની સાબેતી આ કે, તેની કોશેશનાં પરિણામ તરીકે જણાયલી 'જરથોસ્તી માજદયસ્ની દીન'[4] લાંબો વખત સુધી ચાલુ રહી.

એક દેશમાં કોઇ ચોકસ તરીકાવાળી દીન સ્થાપવામાં આવે યા ફેલાવવામાં આવે, તો તે દેશમાં એક પ્રકારની વ્યવસ્થા, એક પ્રકારનો સુધારો, દાખલ થયલો ગણાય; તે દેશ જંગલી યા ભટકતી હાલતમાંથી સુધરેલી હાલતમાં આવેલો ગણાય. એ મુજબ વિચાર કરતાં દિસે છે કે ખુદ પેશદાદીઆન જમાનાના વખતથી ઇરાનમાં કોઇ ચોકસ વ્યવસ્થા મુજબની, કોઇ ચોકસ તરીકાવાળી દીન દાખલ થઇ હતી.

## આગલા સોશ્યન્તો.

પેગામ્બર જરથોસ્તની આગમચ ઇરાનમાં અવારનવાર

(૧) યજશ્ને હા ૧, ફ. ૧૮; હા ૨૬, ફ. ૪; ફર્વર્દીન યશ્ત ફ. ૧૭, ૧૪૯, ૧૫૨, ૧૫૬, (૨) યજશ્ને હા. ૯. ફ. ૨૬; વંદીદાદ પર્ગર્દ ૨, ફ. ૪૨. (૩) દાખલા તરીકે કેરેશાની; યજશ્ને હા ૯, ફ. ૨૪. (૪) યજશ્ને હા ૧૨, ફ. ૮.

દીનદારી ફેલાવનારા કેટલાક પાદશાહો અને મહાન પુરૂષો થઇ ગયા છે. એઓમાં નીચલા મુખ્ય છે:—

(૧) ગયોમર્દ, (૨) હોશંગ, (૩) તેહમુરસ, (૪) હોમ, (૫) જમશેદ, જેને તેનાં આ કામમાં વીસ્કરિપ્તે મદદ કીધી હતી, (૬) ફરેદુન, (૭) કાઉસ અને (૮) કએખુસ્રુ. એવા દીન ફેલાવનારાઓ 'સોશ્યન્તો'[૧] એટલે "માણસ જાતનો ફાયદો કરનારાઓ," ગણાતા. ઉપર જણાવેલા સોશ્યન્તો અથવા દીનનો ફેલાવો કરી દુનિયાને ફાયદો કરનારાઓની થોડીક હકીકત અવસ્તા મુજબ નીચે પ્રમાણે છે:—

(૧) **ગયોમર્દ**— દીનને માન્ય કરનારાઓમાં પાદશાહ ગયોમર્દ એક ગણાયો છે. તે અશોઇને માટે ફતેહમંદીથી લડનારાઓમાંનો[૨] એક પઓઇર્યોતકએષ, એક પહેલો દીન કબુલનાર[૩] ગણાયો છે. જે ભલા અશો નરોનાં ફરોહરોને અવસ્તામાં યાદ કર્યા છે, તેઓની ટીપ એ પાદશાહનાં નામથી શરૂ થાય છે.[૪] અહુરમજદના વિચાર અને શિખામણ બરાબર રીતે સાંભળનાર પહેલો શખ્સ એ હતો.[૫] એ પહેલો દીન કબુલ કરનાર ગણાયો છે.[૬] એ ફ્રશોગર્દના કામમાં આગેવાન ભાગ લેનાર એક સોશ્યન્ત ગણાયો છે.[૭]

---

(૧) યજશ્ને હા ૯, ફ. ૨; હા ૧૨, ફ. ૭. (૨) 'યોઇ અષાઈ વઓનરે'. યજશ્ને હા ૨૬, ફ. ૫. (૩) 'પઓઇર્યેનામ સાસ્નો ગુષામ.' હા ૨૬, ફ. ૪; ફર્વર્દીન યશ્ત, ફ. ૮૭. (૪) હા. ૨૬, ફ. ૧૦; ફર્વર્દીન યશ્ત ફ. ૮૭. (૫) ફર્વર્દીન યશ્ત ફ. ૮૭. (૬) 'ફર્દુમ દીન પઝીરફતાર મિન દાદાર ગયોકમર્દ.' દીનકર્દ, વાલ્યુમ ૧, બાબ ૩૫. પેહેલવી લખાણ પા. ૩૨, લીટી ૧–૨. (૭) દાદેસ્તાને દીની, બાબ ૩૬, ફ. ૨.

(૨) હોશંગ—ગયોમર્દ પછી, તેના નબીરાનો નબીરો[1] હોશંગ, જેનાં વિશેષણ 'પીશદાદ' (પરધાત) ઉપરથી પેશદાદીઆન વંશનું નામ પડયું છે, તે દીનની રાહે ચાલનાર અને દેવોને દફે કરનાર તરીકે જણાયલો છે[2]. તેણે પોતાના જમાનાના બુરા દેવોમાંના બે તૃત્યાંશ ભાગ જેટલા દેવો ઉપર ફતેહ મેળવી, તેઓને દાબી દીધા.[3] એ પહેલો શખ્સ હતો કે જેણે ફિરદોસી મુજબ આતશની શોધ કરી આતશને દાદગાહે પરથીને તેની સેતાયશ કીધી અને તે શોધની યાદમાં 'જશ્ને સદેહ' નામનું જશન દએ મહિનો અને આવાં રોજે સ્થાપ્યું.

(૩) તેહમુરસ—હોશંગ પછી દીનદારી ફેલાવનાર પાદશાહ તેહમુરસ હતો. તેણે ઘણાક બુરા તરીકાવાળા દેવોનો દોર તોડયો હતો. તેથી તેને 'દએવો-બિશ તખ્મ'[4], એટલે "દેવબંદ તેહમુરસ"[5] કહ્યો છે. એણે ૩૦ વરસ[6] સુધી રંજ ખેંચી દેવોને જેર કર્યા હતા.[7] દેવોને કાબુમાં રાખવાને માટે અને તેઓ સામે દીનદારી ખાતર લડવાને માટે તે હમેશા તૈયાર હતો; માટે તેને 'જએનંઘ-હવન્ત' એટલે "હથિયાર બંધ"[8] કહયો છે. અલંકારિક રીતે

---

(૧) બુનદેહેશ બાબ ૩૧, ફ. ૧, અને વજર કર્દ દીની પ્રમાણે. શાહનામાં પ્રમાણે નબીરો. (૨) આવાં યસ્ત, ફ. ૨૧-૨૨; ગોશ યસ્ત, ફ. ૪; ફરવર્દીન યસ્ત, ફ. ૧૩૭; અશિશવંઘ યસ્ત, ફ. ૨૫. (૩) આવાં યસ્ત, ફ. ૨૨; રામ યસ્ત, ફ. ૮; જમ્યાદ યસ્ત, ફ. ૨૬; દાદેસ્તાને દીની, બાબ ૬૫, ફ. ૫; મીનોખેરદ, બાબ ૨૭, ફ. ૧૯. (૪) ફરવર્દીન યસ્ત ફ. ૯૮. (૫) શાહનામું. (૬) રામ યસ્ત, ફ. ૧૧; બુનદેહેશ, બાબ ૩૪, ફ. ૪; મીનોખેરદ, બાબ ૨૭, ફ. ૨૨. (૭) રામ યસ્ત, ફ. ૧૨, જમ્યાદ યસ્ત, ફ. ૨૮, (૮) પેગામ્બર જરથોસ્તની આફ્રીન, ફ. ૨.

એ પાદશાહ માટે કહે છે કે તે દેવોની ઉપર ઘોડે સવારી કરતો હતો.[1] આપણાં ધર્મ પુસ્તકોમાં કહે છે કે, ભલા પરહેજગાર દીનદાર પુરૂષોના ચેહરા ઉપર એક પ્રકારનું યજદી ખોરેહ અથવા નુર પ્રકાશે છે. તે મુજબ આ પાદશાહના ચેહરા ઉપર પણ નુર પ્રકાશતું હતું.[2]

(૪) હોમ—હોમ નામનો એક ભલો મરદ પાદશાહ જમશેદના જમાનાની આગળ થઇ ગયો હતો.[3] તે વિદ્યાનો પતિ (વએધા પઇતિ)[4] એટલે એક ભણેલો વિદ્વાન હતો. તેણે અલબુર્જ પહાડના એકાંતવાસમાં પોતાનો અભ્યાસ અને ખોદાઇ બાબનો ઉપર એકાંત ચિંતન કીધાં હતાં.[5] તે અભ્યાસનાં પરિણામ તરીકે તેણે પોતાના જમાનાનાં લોકોને દીન સમજાવી હતી. "માજદયસ્ની દીન" ને નામથી મશહુર થયલી દીન સમજાવનાર પહેલો પુરૂષ એ હતો.[6] એ દીન તેણે હફ્તકેશ્વર જમીનપર ફેલાવી હતી.[7] તે પોતે આથોર્નાન ટોળાનો હતો.[8] તેણે પોતે કેટલાંક લખાણો લખ્યાં હતાં[9] અને તે ગાથા અને કાવ્યમાં લખ્યાં હતાં.[10] કેરેસાની નામનો એક પુરૂષ તેનો દુશ્મન થઇ પડયો હતો અને તેનાં દીન ફેલાવવાનાં કામની વિરૂધ્ધ થયો હતો.[11] તેણે હોમ નામના પાલાની શોધ કરી હતી, જે પાલાની

---

(૧) રામ યશ્ત ફ. ૧૨; મીનોખેરદ, બાબ ૨૭, ફ. ૨૨; શાહનામું, મોહલ વાલ્યુમ ૧, પા. ૪૪; જમ્યાદ યશ્ત ફ. ૨૫. (૨) જમ્યાદ યશ્ત, ફ. ૮. (૩) યજશ્ને, હા ૯, ફ. ૪. (૪) હા ૯, ફ. ૨૭.(૫) હા ૧૦, ફ. ૧૦; હા ૫૭ (સરોશ યશ્ત) ફ. ૧૯; મેહેર યશ્ત, ફ. ૮૮.(૬) હા ૯, ફ. ૨૬. (૭) મેહેર યશ્ત, ફ. ૯૯(૮) હા ૯, ફ. ૨૪. હા. ૧૭, ફ. ૧૫. (૯) અશિશ્વંગ યશ્ત, ફ. ૫. (૧૦) હા ૧૭, ફ. ૧૮.(૧૧) હા ૯, ફ. ૨૪.

ડાંખલીઓ "હોમ સલી"ને નામે આપણી યજશ્નેની ક્રિયામાં હાલમાં પણ વપરાય છે. યજશ્નેની ક્રિયાનો હોમ તૈયાર કરવાનો ભાગ હોમ ગાળવાની ક્રિયા તરીકે જણાયલો છે. એ ક્રિયા પણ એણે પહેલે કરી હતી.[1] હોમ પાલો, જેની ડાંખલીઓ એ ક્રિયામાં છુંદવામાં આવે છે અને જેનો રસ હોમનાં પાણી તરીકે પીવામાં આવે છે, તેને તંદરોસ્તીને વધારનાર પાલો ગણવામાં આવતો હતો. ડા૦ એચીન્સન[2] કહે છે કે હાલમાં પણ અફ્ગાનીસ્તાનની સરહદપરનાં લોકો એ પાલાને એક ધરગતુ દવાના કાવા તરીકે વાપરે છે.

(૫) **જમશેદ—** તેહમુરસ પછી ઇરાનમાં દીનદારી ફેલાવનાર બીજો પાદશાહ જમશેદ થઇ ગયો છે. જરથોસ્તની આગમચ દાદાર અહુરમજ્દે એને દીન શિખવી હતી.[3] તે દીન સઘળા મુલકોમાં ફેલાવવાની બશારત અહુરમજ્દ તરફથી એને થઇ હતી. તે તેમ કરી શકયો નહિ. તે દીન ફેલાવવાને તેણે માથે લીધું નહી.[4] તેણે પોતાના ઇરાનના મુલકમાં સફાઇ સુગડાઇ એટલી બધી રાખી હતી કે તેનાં વખતમાં ત્યાં બીમારી ઘણી થોડી હતી અને કવખતનાં મરણો થોડાં નીપજતાં. મોટી ઉમરનાં લોકો પણ સારી અને સ્વચ્છ હવાને લીધે તંદરોસ્તી જાળવી જવાન દિસતા[5]. બાપ દીકરાઓ જાણે ૧૫ વર્ષના જવાન હોય તેમ સરખા દિસતા.[6] વળી તેણે

---

(૧) મેહેર યશ્ત, ફ. ૯૦ (૨) "Haoma in the Avesta" Journal of the Anthropological Society of Bombay, Vol. VII. p. 208, (૩) વંદીદાદ, ફર્ગર્દ ૨, ફ. ૨-૩ (૪) વંદીદાદ ફર્ગર્દ ૨, ફ. ૩ (૫) ફર્વર્દીન યશ્ત, ફ. ૧૩૦; રામ યશ્ત, ફ. ૧૬ (૬) યજશ્ને, હા. ૯, ફ. ૫.

પોતે પોતાના મુલકમાં એવી તો સરસ દીનદારી ફેલાવી હતી કે તેની રૈયત ઘણા સદગુણો ધરાવતી અને તેનામાં દુર્ગુણો ઘણા કમી હતા.[1] તેણે દેવો યાને ખુરા આદમીઓ ઉપર પુરતી હકુમત મેલવી હતી.[2] તેણે સઘળે પ્રકારે પોતાના મુલકમાં આબાદી પાથરી હતી.[3] પણ સેવટે તેણે તકોબરી કરી અને જુઠ્ઠું બોલયો, તેથી તેના મોંહપરથી અહુરમજદી નુર જતું રહ્યું અને તે ફના થયો.[4] એણે પોતાના મુલકમાં જે દીન ફેલાવી હતી, તે માજદયશ્નની દીન હતી અને તેને એ કામમાં મદદ કરનાર વીથકરિશ્ત હતો.[5]

(૬) **ફરેદુન**—જમશેદ પછી ઇરાનના મુલકમાં દીનદારી ઘણી ઘટી ગઈ હતી. જોહાક નામનો એક ખુરો પાદશાહ પારકે મુલકથી આવી જમશેદ પાદશાહને મારી નાખી ઇરાન ઉપર રાજ કરવા લાગ્યો હતો. ફરેદુને તેને હરાવી અને પકડીને દેમાવંદ પહાડ ઉપર બંધ કીધો અને ઇરાનના મુલકમાં પાછી દીનદારી દાખલ કીધી.[6] જે દિવસે જોહાકને બંધ કરી એ પાદશાહ ઇરાનની ગાદીએ બેઠો તે મેહેર મહિનો ને હોરમજ્દ રોજ યાને 'જશ્ને મેહેરંગાન'નો દિવસ હતો. એ પાદશાહ ગીલાન (વરેન)[7] ના મુલકમાં જન્મયો હતો.

---

(૧) વંદીદાદ, પર્ગર્દ ૨, ફ. ૨૯, ૩૦; યજશને હા ૯, ફ. ૫. (૨) આવાં યશ્ત ફ. ૨૫ થી ૨૭. (૩) ગોશ યશ્ત, ફ. ૮-૯; આશિશ્વંઘ યશ્ત ફ. ૨૯; જમ્યાદ યશ્ત ફ. ૩૧-૩૨. (૪) જમ્યાદ યશ્ત ફ. ૩૩ થી ૩૬ (૫) વંદીદાદ, પર્ગર્દ ૨, ફ. ૪૨ (૬) આવાં યશ્ત, ફ. ૩૪, ૩૫; ગોશ યશ્ત, ફ. ૧૩ થી ૧૫; બુનદેહેશ, બાબ ૨૯, ફ. ૯; બહમન યશ્ત, બાબ ૩, ફ. ૫૫-૫૮; દાદેસ્તાને દીની, બાબ ૯૦, ફ ૯૩; મીનોખેરદ, બાબ ૨૦, ફ. ૩૮. (૭) વંદીદાદ, પર્ગર્દ ૧, ફ. ૧૮; રામ યશ્ત, ફ. ૧૩; અશિશ્વંઘ યશ્ત, ફ. ૩૩.

એ દીનદાર પાદશાહની એક ખામી આ ગણાઇ છે કે તેણે પોતાના બેટાઓ સેલમ અને તુર, જેઓએ નાદાની અને બેવફુરીશી પોતાના નાના ભાઇ એરચને મારી નાખ્યો હતો, તેઓ ઉપર લાંબો વખત સુધી કીનો રાખી, તેઓને સેવટે મીનોચેહેરને હાથે મારી નંખાવ્યા.[1] એ દીનદાર પાદશાહે તાવ, ઓખાર જેવી બીમારીઓ દફે કરવાને ઘણું કર્યું હતું.[2] વંદીદાદમાં[3] જે થ્રીત નામના એક તબીબ માટે બોલવામાં આવેછે તે એ પાદશાહ હોય એવું દિસે છે. એનું અવસ્તામાં મલતું નામ થ્રએતઓન છે.

(૭) કાઉસ— પેશદાદીયાન વંશ પછી કયાની વંશ ઉપર આવતાં દિસે છે કે અવસ્તા પ્રમાણે કાઉસ પાદશાહ પણ એક દીનદાર પાદશાહ હતો અને તેણે ખુરાઓનો દોર તોડયો હતો. કહે છે કે તેણે એરેઝિફ્ય[4] પહાડ ઉપર બંદગી અને ચિંતનમાં લાંબો વખત કાહાડી ખુરા માણસોનો દોર તોડવાની કોશેશ કરી હતી.[5] એ પાદશાહના ચેહેરા ઉપર તેનાં ભલાં કામોને લીધે અહુરમજદી ખુરેહ પ્રકાશતું હતું.[6] તેથી પેગામ્બર જરથોસ્તની આફ્રીનમાં[7] એને

(૧) મીનોખેરદ, બાબ ૮, ફ. ૨૭. (૨) ફ્રવર્દીન યસ્ત, ફ. ૧૩૧; દાદેસ્તાને દીની, બાબ ૩૦, ફ. ૩૫; મીરખોન્દની તવારીખ, રોઝ તુસ સફા; (૩) ફર્ગર્દ ૨૦ ફ. ૨. (૪) દાર્મેસ્ટેટ (S. B. E. XXIII First ed. p. 65) અને ગુસ્ટી, અને બન્ડૂફને આધારે, મર્વ અને હેરાત વચ્ચે આવેલા ટાલેમીઅસ (Ptolemeus) નામનાં મુલકનો 'સારીફી' (Sariphi) પહાડ ધારે છે. (જુઓ Burnouf sur l' Yasna, p. 436, n. 291). (૫) આબાં યસ્ત, ફ. ૪૫-૪૭, બહમન યશ્ત, બાબ ૩૯, શાહનામું. (૬) જમ્યાદ યસ્ત, ફ. ૭૧. (૭) આફ્રીને સપીતામાન જરથોસ્ત ફ. ૨.

નામે દુઆ દેવામાં આવે છે કે "કાઉસના જેવા પુર ચલકાતવાળા થાજો." એ પાદશાહની, દેવોનો દોર તોડવાની દીનદારી વચ્ચે, એ ખામી આ ગણાઇ હતી, કે પાછળથી તેણે પોતાના જ્ઞાન અને શક્તિ ઉપરાંતનાં કામોમાં માથું મારવાની કોશેશ કીધી હતી.[1]

(૮) કએખુસ્રુ—કાઉસ પછી દીનદારી ફેલાવનાર બીજો પાદશાહ તેનો નબીરો કએખુસ્રુ હતો, જેને અવસ્તામાં 'કવ હુસ્ર પંકહ' કહ્યો છે. એણે પોતાના જમાનાનાં લોકોને ભલી શિખામણો દીધી હતી, તેથી એને ખાસ કરી અવસ્તામાં યાદ કીધો છે.[2] એ પાદશાહે અફ્રાસીયાબ નામના બુરા તુરાની પાદશાહને જેર કીધો હતો.[3] તેને એ કામમાં હોમ કાસ્મી નામનાં એક આબેદ યાને પરહેજગાર મરદે મદદ કીધી હતી.[4] અઉર્વસાર નામનો એક બુરો શખ્સ એ પાદશાહનાં ભલાં કામની સામે થતો હતો.[5] એ પાદશાહની ભલી જીંદગીને લીધે એના ચેહરા ઉપર હમેશા અહુરમજદી નુર પ્રકાશતું હતું.[6] એ દીનદાર પાદશાહે મોટી ઉમરે પોતાનું રાજપાટ છોડી તે લોહોરાસ્પ પાદશાહને આપ્યું હતું અને પોતે એકાંતવાસ પકડયો હતો. તે એકાંતવાસમાં જતો હતો, તેવામાં એક તોફાન થઇ આવ્યું અને તે તોફાન વચ્ચે તે બેમાલુમ થઇ ગયો અને દેખાયો નહિ.[7] એ પાદશાહે ઘણી તંદરોસ્ત

(૧) મીનોખેરદ, બાબ ૮, ફ. ૨૭; બાબ ૫૭, ફ. ૨૧. (૨) ફરવરદીન યશ્ત, ફ. ૧૩૨-૧૩૩. (૩) ગોશ યશ્ત, ફ. ૨૧-૨૩; અશિશવંઘ યશ્ત, ફ. ૪૧-૪૩. (૪) ગોશ યશ્ત, ફ. ૧૭-૧૮; અશિશવંઘ યશ્ત, ફ. ૩૭-૩૮ (૫) આબાં યશ્ત. ફ. ૫૦; રામ યશ્ત, ફ. ૩૧; જમ્યાદ યશ્ત ફ. ૭૭. (૬) જમ્યાદ યશ્ત, ફ. ૭૪. (૭) શાહનામું; દાદેસ્તાને દીની, બાબ ૩૬, ફ. ૩.

અને લાંબી જીંદગી ગુજારી હતી તે ઉપરથી તેને નામે દુઆ દેવામાં આવે છે કે "કએખુશ્રુના જેવા બીમારી વગરનાં અને કવખતના મોત વગરનાં તમો થાજો."[1] એ પાદશાહે આદર ગુશસ્પ નામનું એક આતશકદેહ, જેને આપણે આતશની નીઆએશ ભણતાં યાદ કર્યે છિયે, તે અસ્નવન્ત[2] નામનો પહાડ, જે આજરબએજાનમાં આવેલો છે, તે ઉપર બાંધ્યું હતું.[3] ચએચસ્ત સરોવર જે આજરબએજાનમાં આવેલો છે અને જ્યાં એણે આતશકદેહ બાંધ્યું હતું, તે સરોવરવાળા મુલકમાં મુર્તિપુંજક દેવોનો ઘણો દોર હતો. તે દોર એણે તોડયો, માટે એને ફ્રશોકર્દના કામને મદદ કરનાર તરીકે ગણ્યો છે.[4] એ પાદશાહનાં નીચલાં ચાર કામો ઘણાં ભલાં ગણાયાં છે[5]:—

૧. અફ્રાસીયાબ જેવા બુરા પાદશાહને મારવાનું.

૨. ચએચસ્ત સરોવરપરના મુર્તિપુંજક દેહરાંઓનો નાશ કરવાનું.

૩. કંગદેજના કિલ્લામાં સારો કારોબાર કરવાનું.

૪. ફ્રશોકર્દ અથવા દુનિયાના સુધારા અને વધારાનાં કામમાં મદદ કરવાનું.

## ઉપલા સોશ્યન્તોની દીન

ઉપર વર્ણવવા મુજબ ત્યારે પેગામ્બર જરથોસ્તની આગમચ અનેક શોશ્યન્તોએ, અનેક મહાન પુરૂષોએ

(૧) આફ્રીને સ્પીતામાન જરથોસ્ત, ફ. ૭. (૨) એ અસ્નવન્ત પહાડ તે ચએચસ્ત (હાલના ઉરૂમીઆ) સરોવરવાળા મુલકનો Ushe-nai અથવા Oshnah પહાડ છે. (૩) બુનદેહેશ, બાબ ૧૦, ફ. ૭ (૪) મીનોખેરદ બાબ ૨, ફ. ૯૫. (૫) મીનોખેરદ, બાબ ૨૭, ફ. ૫૯.

ઇરાનના મુલકમાં દીનદારી ફેલાવી હતી. એઓએ ફેલાવેલી દીન ત્યારે શું હતી? ઉપલાં વર્ણન મુજબ, અવસ્તા ઉપરથી માલુમ પડે છે કે તે દીન માજદયસ્ની હતી. ગયોમર્દ, હોશંગ અને તેહમુરસને લગતાં વર્ણન ઉપરથી તો નહિ, પણ હોમ પેગામ્બરના વર્ણન ઉપરથી ખોલ્લું માલુમ પડેછે કે, તેણે જે દીન જાએજ કીધી હતી, તે માજદયસ્ની દીન હતી. એ પુરૂષ જમશેદના જમાનાની આગમચ થઇ ગયો હતો, કારણ કે એણે જાએજ કરેલી હોમની ક્રિયા કરનાર પહેલો પુરૂષ જમશેદનો બાપ વિવંઘહન હતો.[1] એ હોમને માટે કહે છે કે દાદાર અહુરમજદે ભલી માજદયસ્ની દીન પેહેલાં એને આપી.[2] ત્યારે ખોલ્લું દીસે છે કે પહેલે એના વખતમાં, જમશેદ પાદશાહના જમાનાની આગમચ, ઇરાનમાં માજદયસ્ની દીન જાએજ હતી. એની પછી પાદશાહ જમશેદના જમાનામાં પણ એ માજદયસ્ની દીન ચાલુ હતી, કારણકે અવસ્તામાં[3] કહે છે કે જમશેદે બરપા કરેલા 'વર' માં વીથકરિપ્ટે માજદયસ્ની દીન લોકોને સમજાવી હતી. એટલુંજ નહિ, પણ જે પ્રકારની સુધરેલી માજદયસ્ની દીન પછાડેથી પેગામ્બર જરથોસ્તે ઇરાનમાં જાએજ કરી હતી, તે પ્રકારની જરથોસ્તી માજદયસ્ની દીન અહુરમજદે જમશેદને શિખાડી હતી;[4] એટલે કે એ પાદશાહ ઘણીક સુધરેલા પ્રકારની માજદયસ્ની દીન પોતે પાલતો હતો. જે દીન તે પોતે પાલતો હતો તે દીન સઘળા મુલકોમાં ફેલાવવાની જમશેદને અહુરમજદ તરફથી

---

(૧) હા ૯, ફ. ૪. (૨) હા. ૯, ફ. ૨૬. (૩) વંદીદાદ પર્ગર્દ ૨, ફ. ૪૨. (૪) વંદીદાદ પર્ગર્દ ૨, ફ. ૨-૩.

જાહેરાત થઇ, પણ તે તેમ કરી શકયો નહિ; એટલે કે પાછળથી જે સુધરેલી દીન પેગામ્બર જરથોસ્તે જાહેર કીધી અને જે જરથોસ્તી માઝદયસ્ની દીન તરીકે જણાય છે, તે દીન તે સઘળા મુલકોમાં ફેલાવવાને શકિતવાન થયો નહિ, પણ ફકત પોતાના નવા 'વર' યાને નવા વસાવેલા મુલકમાંજ વીશકરિપ્ટ મારફતે દાખલ કરી શકયો.

એ માઝદયસ્ની દીન, જે અવારનવાર થોડીક ચહડતી પડતી સાથે યા થોડાક ફેરફાર સાથે ખુદ પેગામ્બરના વખત સુધી ઇરાનમાં ઉતરી આવી હતી, તે, આગળ કહ્યું તેમ, પઓઇર્યોતકએશી એટલે આગલા તરીકાવાળાઓની દીન તરીકે અવસ્તામાં જણાયલી છે.

## આગલી દીનનાં લખાણ

જ્યારે જરથોસ્તની આગમજની દીન માઝદયસ્નો દીન હતી, અને જ્યારે જમશેદ, પોતાના વખતમાં તો, જરથોસ્તે શિખવેલી દીન જેવી જરથોસ્તી માઝદયસ્ની દીન કેટલીક હદે શિખ્યો હતો, ત્યારે કુદરતી રીતે દિસે છે કે જરથોસ્તની આગમચ કાંઇક ધાર્મીક લખાણો હતાં. જમશેદની આગમચ થઇ ગયલા હોમ પેગામ્બરે કેટલાંક એવાં ધાર્મીક લખાણો લખેલાં હતાં. તે લખાણો ગાથા અને કાવ્યમાં લખાયલાં હતાં.[1] પેગામ્બર જરથોસ્તના સવાલના જવાબમાં અહુરમજદ કહે છે કે 'અહુનવર' યાને 'યથા અહૂ વઇર્યો'ની બંદગી તો જરથોસ્તની ઘણી આગમચની હતી. તે ખુદ પેદાયશની આગમચનો દાદારનો કોલ હતો.[2] 'અશેમ વોહૂ' અને 'યેંઘે હાતામ'ની બંદગીઓ પણ પેગામ્બર જરથોસ્તની આગમચની હતી.

---

(૧) હા ૧૦, ફ. ૧૮. (૨) હા ૧૯, ફ. ૩-૪.

એઓને 'યથા અહુ વઇર્યો'ની જાંદગી, જે અવસ્તાને આધારે પુરાણી ઠરે છે, તેની સાથે એક પંક્તિ ઉપર મુકી ખુદ આસ્માનમાં તેમજ જમીનપર મશહુર કરવા લાયક ગણી છે.[1]

## આગલી પઓઇર્યોતકએષી માજદયસ્ની દીનનાં તત્વો

હવે એ આગલી પઓઇર્યોતકએષી માજદયસ્ની દીનમાં એવું શું શું હતું કે જે આપણી જરથોસ્તી માજદયસ્ની દીનમાં પણ જોઇએ છિયે ? નીચલી બાબતો આ આગલી દીનમાં આપણે જોઇએ છિયે અને તે આપણી જરથોસ્તી દીનમાં પણ જોઇએ છિયે; અથવા, વધારે બરાબર બોલ્યે તો, નીચલી આગલી બાબતો પેગામ્બર જરથોસ્તે પોતાની નવી દીનમાં કબુલ રાખી છેઃ—

(૧) આતશની સેતાયશ

(૨) કુસ્તી બાંધવાનો રેવાજ

(૩) હોમની ક્રિયા

(૪) બર્સમની ક્રિયા

એ ઉપલી ક્રિયાઓ અને રેવાજોની બાબતો ઉપર આપણે જરાક વિચાર કર્યે.

### (૧) આતશની સેતાયશ

એ સેતાયશ જરથોસ્તની આગમચ પાદશાહ હોશંગે સ્થાપી હતી. તેની યાદમાં 'જશ્ને સદેહ' નામનું, ઇરાનનાં ત્રણ નામીચાં જશનોમાંનું એક જશન, દએ મહિનાના આવાં રોજે સ્થાપવામાં આવ્યું હતું.

---

(૧) હા ૧૯, ફ. ૧.

એ બાબે ફિરદોસી નીચે પ્રમાણે કહે છેઃ—

"આપણા વડવાઓનો એક રિવાજ અને તરીકો હતો અને ખુદાતાલાની પરસ્તેશ ફેલાયલી હતી. જેમ આરબોમાં પથ્થરનો મેહેરાબ હોય છે (કે જે તરફ તેઓ નિમાજ વખતે મ્હો કરે છે) તેમ તે વખતે શોભિતા રંગનો આતશ હતો. પથ્થરમાં સમાયલો આતશ તેનાથી (હોશંગથી) જાહેરમાં આવ્યો................................જેહાનદાર પાદશાહે દુનિયાને પેદા કરનાર સાહેબ આઝળ નીઆએશ કીધી અને સેપાસ ગુજારી કીધી કે તેને આવી રોશની હદિયા તરીકે આપી. પછી પેલા આતશને તે જગ્યાએ કેબલો બનાવી પરથ્યો. તેણે કહ્યું, 'આએ ખુદાઇ રોશની છે. અગરજે તમો ડાહ્યા હોવો તો એની પરસ્તેશ કરવી જોઇએ.' જ્યારે રાત પડી ત્યારે આતશને એક પહાડ જેવો બુલંદ રોશન કીધો અને પાદશાહે પોતાનાં માણસો સાથે તેની આસપાસ તે રાત્રે જશન કર્યું અને શરાબ પીધો, અને તે મુબારક જશનનું નામ 'સદેહ' કરી આપ્યું. હોશંગથી એ સદેહનું જશન યાદગાર રહી ગયું છે." [1]

આતશની સેતાયશ ઇરાનની પઓઇર્યોતકએષી માજદ-યસ્ની દીનનો એક ભાગ હતો, તેથી હોશંગ પછી પાદશાહ જમશેદને માટે આપણે વાંચ્યે છિયે કે તેણે એક આતશકદેહ બાંધી આદર ફ્રોબા નામનો એક આતશ તેમાં તખ્તનશીન કર્યો હતો. [2] ખારજમના મુલકમાં 'ગદમન ઓમંડ કોહ' નામના પહાડ ઉપર તેણે એ આતશકદેહ બાંધ્યું હતું. ગુસ્તાસ્પ પાદશાહના વખતમાં ખારજમના

---

(૧) એરવદ જીવનજી જમસેદજી મોદીનું "શાહનામું, મિનો-ચેહેરનાં રાજ્ય સુધી," પા. ૨૦-૨૧. (૨) બુનદેહેશ, બાબ ૧૭, ફ. ૫.

મુલકમાંથી આ પવિત્ર આતશને લઇ જઇને કાબુલના મુલકમાં 'રોશન કુહ' નામના પહાડ ઉપર તખ્તનશીન કર્યો હતો.

પાદશાહ કએખુસ્રુના વખતમાં પણ આતશની સેતાયશ ચાલુ હતી. એ પાદશાહે આદરગુશસ્પ નામના આતશને ચએચસ્ત (હાલના ઉરૂમીઆ) સરોવરના મુલકમાં અસ્નવંદ (હાલના Ushenai અથવા Oshnah) પહાડ ઉપર તખ્તનશીન કર્યો હતો.[1] બુનદેહેશમાં એ આતશ માટે નીચે પ્રમાણે વર્ણન છે:—

"જ્યારે કએખુસ્રુએ ચએચસ્ત સરોવરની મૂર્તિઓનાં મકાનો ખોડી કહાડયાં ત્યારે (તેના) ઘોડાની યાલ ઉપર તે બેઠો અને સીહા અંધકારને મારી દૂર કીધો અને (સઘળું) રોશન કીધું અને તે (રોશનીની મદદ) થી મૂર્તિઓનાં મકાનો ખોડી કહાડયાં. તેજ જગ્યાએ અસ્નવંદ પહાડ ઉપર તેણે દાદગાહમાં આદરગુશસ્પને સ્થાપ્યો."

## (૨.) કુસ્તી બાંધવાનો રેવાજ

કુસ્તી બાંધવાનો રેવાજ હોમ પેગામ્બરના વખતમાં, એટલે પાદશાહ જમશેદની આગમચ, દાખલ થયો હતો, કારણ કે અવસ્તા મુજબ, દાદાર અહુરમજદે માઝ્દયસ્નની દીન પાળવાની અને કુસ્તી બાંધવાની બશારત હોમને કરી હતી.[2]

---

(૧) આતશની નીઆએશ; સીરોઝા; બુનદેહેશ, બાબ ૧૭, ફ. ૭; જાદસ્પરમ બાબ ૬, ફ. ૨૨. બહમન યશ્ત, બાબ ૩, ફ. ૧૦; શાહનામું. એ આતશકદેહની તવારીખ માટે જુઓ "આદર ગુશસ્પ નામનાં એક પુરાણાં ઈરાની આતશકદેહની તવારીખ," એરવદ જી. જે. મોદીના ઇરાની વિષયો, ભાગ પહેલો, પા. ૧૨૫-૪૮. (૨) હા ૯, ફ. ૨૬.

કેટલીક પુસ્તક પ્રમાણે જમશેદ પાદશાહ પહેલવહેલો કુસ્તી બાંધનાર પાદશાહ ગણાયો છે.[1] જમશેદ પછી શાહ મીનોચેહરે કમરપર કુસ્તી બાંધવાનો ઇશારો આપણને શાહનામાં ઉપરથી મળે છે.[2] દાદેસ્તાને દીનીમાં પણ કહ્યું છે કે કુસ્તી બાંધવાનો રેવાજ પેગામ્બર જરથોસ્તની આગમચ હતો.[3]

## (૩.) હોમની ક્રિયા

હોમની ક્રિયા, જે જરથોસ્તી માઝદયસ્નની દીનમાં છે, તે તેની આગમચની પઓઇર્યોતકએશી દીનમાં જાએજ હતી. તે છેક જમશેદના જમાનાની પણ આગમચની હતી. તેના પુરાતણપણાં બાબે નીચલી સાબેતીઓ મલે છે.

(ક) પહેલું તો આ કે અવસ્તા પ્રમાણે જમશેદના બાપ વિવંઘહવતે,[4] ફરેદુનના બાપ આથવ્યાને,[5] કેરેસાસ્પના બાપ થ્રીતએ[6] અને ખુદ જરથોસ્તના બાપ પોરૂશસ્પે[7] હોમની ક્રિયા કરી હતી.

---

(૧) સદદર બાબ ૧૦, ફ. ૩ સદદરે બેહેરે તવીલ બાબ ૧૩

"અવલ અજ઼્ જમશીદ કુશ્તી દાશ્તન આમદ પદીદ

અજ઼ હમે પીશીનીઆનરા પાક યજદાન બર ગુજ઼ીદ."

અર્થ—કુસ્તી પેહેરવી જમશેદથી પેહલે જાહેર થઇ. આગલા સં પઓઈર્યોતકએશીઓમાંથી પાક યજદાને એને પસંદ કર્યો.

(૨) શાહનામુ, મોહોલ વાલ્યુમ ૧ પા. ૨૧૦, લીટી ૧૧૩(

"મીનોચેહર બનેહાદ તાજે કયા

બે બસ્તશ બે જ઼ોન્નાર ખુનીન મ્યાન,"

અર્થ—મીનોચેહેરે કયાની તાજ પેહર્યું અને કીનાનાં વિચાર સા કમરને કુસ્તીથી બાંધી.

(૪) દાદેસ્તાને દીની, બાબ ૩૯, ફ. ૧૯. (૪) હા ૯, ફ. ૪. (૫) હા ૯, ફ. ૭. (૬) હા ૯, ફ. ૧૦. (૭) હા ૯, ફ. ૧૩.

(ખ) વળી એ હોમની ક્રિયા પેગામ્બર જરથોસ્તની આગમચની પુરાણી હતી, તેની બીજી સાબેતી એજ ક્રિયામાં વપરાતાં કેટલાંક પવિત્ર આલાનો અને ચીજો ઉપરથી મળે છે. અસલી આર્યનોમાં ઇરાનીઓ અને વેદવાળા હિંદુઓ છુટા પડયા તેની આગમચના જમાનાઓના ચાર ભાગ થઇ શકેછે:-[1]

૧. અસલી જંગલી જમાનો, જયારે માણુસ જાનવરોનો શેકાર કરી, તેઓનાં કાચાં માસના ખોરાકપર જીવતો હતો.

૨. ભરવાડી જમાનો (Pastoral age), જયારે માણુસ ઉપલી જંગલી શેકારી હાલત મુકી થોડીક શાંત જીંદગીની હાલતમાં આવ્યો અને ગાય ઢોરો પાળી તેનાં દુધ દહી વિગેરે ઉપર જીવવા લાગો. એ જમાનો પણ જરા થોડીક રખડતી જીંદગીનો હતો, કારણકે ઘાસચારા માટે ગાય ઢોરોને લઇને, એક જગ્યાએ ચારો ખલાસ થાય કે, બીજી જગ્યાએ જવું પડતું.

૩. ખેડુતી જનાનો ( Agricultural age ), જયારે માણુસો ઠરીઠામ થઇ પાકકાં ઘરો બાંધી રહેવા લાગ્યાં, અને ખોરાક માટે અનાજની ખેતી કરવા લાગ્યાં. વંદીદાદમાં[2] અહુરમજદ જમશેદ પાદશાહને એક હળ અને એક બીજું હથ્યાર આપે છે, તે એ ખેતીનો હુન્નર અને બાંધકામનો હુન્નર દાખલ થવાની નિશાની છે.

૪. પુરૂષાતન અથવા વીરલાપણાંનો જમાનો (chivalrous age), જયારે માણુસો પોતાનાં કૌવતપર મુસ્તાક રહી તે કૌવતથી એકમેકને મદદ કરવા લાગ્યાં.

---

(૧) જુઓ Prof. M. M. Kunte's "Vicissitudes of Aryan Civilization in India" pp. 7-21. (૨) ૫ર્ગર્દ ૨, ફ. ૭.

હવે હોમની ક્રિયામાં અને તેને મળતી હિંદુઓની સોમ-ની ક્રિયામાં, જીવામ (બકરીનું દુધ), ગોશોદો (ઘી) વિગેરે ગાય ગોસપંદોમાંથી ઉત્પન્ન થયલી જે ચીજો વપરાય છે તે ઉપલા બીજા યાને ભરવાડી જમાનાની નિશાની તરીકે માલૂમ પડે છે. તેમાં હોમનો પાલો છુંડવા માટે જે ખાંડણી (હાવનીમ) અને બતો (લાલો) વપરાય છે અને તેનો રસ ગાળવા માટે જે ચારણી રોકી રકાબી (સુરાખદાર તસ્તો) વપરાય છે તે ઉપલા ત્રિજા યાને ખેડુતી જમાનાની નિશાની છે. એ ચીજો ત્યારે દેખાડે છે કે હોમની ક્રિયા ઘણા પુરાણા જમાનાની છે. પેગામ્બર જરથોસ્તનો જમાનો, જે પુરૂષાતનનો જમાનો ગણાતો, તેની આગમચની ક્રિયા છે.

હવે બર્સમની ક્રિયા ઘણી પુરાણી હોવી જોઇએ.

## બર્સમની ક્રિયા.

(ગ) એ હોમની ક્રિયા ઘણી પુરાણી છે, તેની ત્રીજી સા-બેતી આ ઉપરથી માલૂમ પડે છે, કે, તે બર્સમની ક્રિયાની સાથે સાથે કરવામાં આવે છે અને તેને માટે બર્સ-મની ક્રિયાની સાથે સાથે બોલવામાં આવે છે.[1] ત્યારે તે બર્સમની ક્રિયાના જેટલી પુરાણી હોવી જોઇએ.

એ ક્રિયાના પુરાતનપણાં બાબે નીચલી દલીલો મળે છેઃ-

(ક) યસ્તો પ્રમાણે હોશંગ, તેહમુરસ, જમશેદ, ફરેદુન, કેરેસાસ્પ, કએખુસ્રુ, વિગેરે અશો નરો એ યજદોની જે આરાધના કીધી છે, તે બર્સમની ક્રિયા સાથે કીધી છે.[2] ત્યારે દિસે છે કે એ ક્રિયા પેગામ્બર જરથોસ્તના જમાનાની ઘણી આગમચની, જમશેદના જમાનાની પણ આગમચની છે.

---

(૧) 'હઓમ યો ગવ બરેસ્મન,' નીઆએશો, યશ્તો, વિગેરે.

(૨) રામ યશ્ત, ફ. ૭ થી ૪૦.

(ખ) એ ક્રિયાનાં પુરાતનપણાંની બીજી સાબેતી આ છે કે, એ ક્રિયામાં આપણે હાલ ધાતુના જે તાર વાપરીયે છિયે, તેને બદલે અસલમાં કોઇ ઝાડની ડાંખલીઓ વાપરવામાં આવતી. હવે અસલી રોમન ધર્મગુરૂઓ, જેઓને "ફ્લેમીન" કહેતા, અને જેઓ પણ જરથોસ્તી અથોરનાનોની માફક આતશનું રક્ષણ કરનારા ધર્મગુરૂઓ હતા, તેઓ પણ જ્યારે પવિત્ર આતશ આગળ જતા, ત્યારે એક જાતનાં ઝાડની ડાંખલીઓ હાથમાં રાખતા હતા.[1] વળી હિંદુઓમાં પણ બર્સમ વાપડવાના જેવી એક ક્રિયા છે. એ ઉપરથી દિસે છે કે જે વખતે અસલી આર્યનો —રોમનો, વેદના હિંદુઓ, અને ઇરાનીઓના વડવાઓ—સાથે રહેતા હતા તે વખતની એ ક્રિયા પુરાણી હોવી જોઇએ.

### ઉપલાં ભલાં તત્વો સાથની માજદયસ્ની દીન પેગામ્બર જરથોશ્તે કબુલ રાખી

ત્યારે પેગામ્બર જરથોશ્તે અસલી માજદયસ્ની દીન, જેમાં (૧) આતશની સેતાયશ, (૨) કુસ્તી બાંધવાનો રેવાજ, (૩) હોમની ક્રિયા, (૪) બર્સમની ક્રિયા વિગેરે જાએજ હતાં, તે બહાલ રાખી હતી. અહુરમજદે પોતે જરથોસ્તને આગલી માજદયસ્ની દીનની સ્તુતિ કરવાને ફરમાવ્યું હતું.[2] પેગામ્બર જરથોશ્તે એ દીન કબુલ રાખી હતી, તેથી આહરેમન તેને ફુસલાવે છે કે "ભલી માજદયસ્ની દીનને તું ધિક્કાર."[3] એજ સબબે, જ્યારે હાલમાં પણ આપણે કુસ્તી બાંધી

---

(૧) જુઓ બીશપ મ્યુરીનનું પુસ્તક "Christ and Zoroaster."

(૨) "નિઝ્બયંડહહ તુ જરથુશ્ત્ર વ ડહહીમ દએનામ માજ્દયસ્નીમ". વંદીદાદ ફર્ગર્દ ૧૯, ફ. ૧૩. (૩) "અપસ્તત્ર ંડહહ વંડહહીમ દએનામ માજ્દયસ્નીમ." વંદીદાદ ફર્ગર્દ ૧૯, ફ. ૬.

આપણુ પોતાને જરથોસ્તી તરીકે જાહેર કર્યે છિયે,ત્યારે પહેલે પોતાને માજ્દયસ્નાન તરીકે જાહેર કર્યે છિયે અને પછી જરથોસ્તી માજ્દયસ્નાન તરીકે જાહેર કર્યે છિયે.[૧] પેગામ્બર જરથોસ્તે અસલી પઓઇર્યોતકએશી માજ્દયસ્ની દીન કબુલ રાખી, કારણકે તેમાં ઘણુંક સારૂં હતું. તે દીન પરતંત્રપણું, જાદુઇ, જુઠ્ઠાઇ, કરજ, વિગેરે ગુનાહભર્યાં કામોથી માણસને દૂર રાખવાનાં ફરમાન આપતી હતી. જેમ દક્ષિણ દિશા તરફથી ફુકનો તંદરોસ્તી આપનાર પવન હવાના ઘણાક નજીસાને સાફ કરી નાખે છે, તેમ એ માજ્દયસ્ની દીન ગુનાહોને સાફ કરી નાખતી.[૨] વળી માજ્દયસ્ની દીન અનાજની વાવણી વિગેરે માટે ખેતીની તારીફ કરી ખેતીનાં ફરમાન આપતી,[૩] કે તેથી માણસો પુરતો ખોરાક ખાઇ તંદરોસ્ત રહે અને તંદરોસ્ત રહી ભલાઇનાં કામો કરે. જેમ એક હાથ ઉપર અનાજની વાવણી કરવી તે ગોયા માજ્દયસ્ની દીનનો વધારો કરવા બરાબર ગણાતું, તેમ બીજા હાથ ઉપર, રાસ્તી તેજ માજ્દયસ્ની દીન ગણાતી.[૪] એટલે કે માજ્દયસ્ની દીન જેમ તનને સુખી રાખવાને તેમ મનને સુખી અને ભલું રાખવાને ફરમાન આપતી. ત્યારે અલબતે કુદરતી રીતે પેગામ્બર જરથોસ્ને તે પુરાણી માજ્દયસ્ની દીનનાં ઘટતાં વાજબી ફર્માનો પોતાની નવી દીનમાં બહાલ રાખ્યાં અને ખુદ તે દીનને વખાણી બહાલ રાખી.

---

(૧) "મઝ્દયસ્નો અહિમ્ મઝ્દયસ્નો જરથુસ્ત્રિશ." હા ૧૨, ફ. ૮, (૨) વંદીદાદ, પર્ગર્દ ૩, ફ. ૪૧–૪૨. (૩) વંદીદાદ, પર્ગર્દ ૩, ફ. ૩૦–૩૧ (૪) વીસ્પરદ, કરદો ૭, ફ. ૨.

# પ્રકરણ ત્રીજું.

## અશો જરથોશ્તના આવવા પછી એક ખુદાને માનનારી માજ્દયસ્નની દીનનું કાયમ થવું.

આગલી પઓર્યોત્કએશી માજ્દયસ્ની દીન ઉપર કેટલાક સુધારા અને વધારાના અને વધઘટના ફેરફાર સાથે પેગામ્બર જરથોસ્તે જે દીન ફેલાવી તે આપણું એકરારનામાં[1] મુજબ, આપણે આગળ જોયું તેમ, માજ્દયસ્ની જરથોસ્તી દીન કહેવાય છે. પેગામ્બર જરથોસ્તે તે માટે અહુરમજ્દને પુછતાં, અહુરમજ્દ તેને 'અહુરમજ્દી જરથોસ્તી દીન કહે છે.'[2] એ ઉપરથી પેગામ્બર જરથોસ્ત પોતે દીન ફેલાવવા માટે બોલે છે, ત્યાં પોતાની દીનને અહુરમજ્દી જરથોસ્તી કહે છે.[3] દીનનો એકરાર કરનાર જરથોસ્તી તેને "અહુરમજ્દી જરથોસ્તી" કહે છે.[4]

તીર યજદ અને બહેરામ યજદની યાદમાં છપાયલી પવિત્ર ચીજો કેટલાક ગુનેહગાર અને બુરા શખ્સોને આસ્ની કરવા આપવી નહિ, એમ અહુરમજ્દ જ્યાં જ્યાં ફરમાવે છે, ત્યાં ત્યાં પેગામ્બર જરથોસ્તની દીનની સામે થનારાઓને પણ એ ચીજોથી આસ્નીથી દુર રાખવા ફરમાવે છે. એમ ફરમાવતાં તે એ દીનને અહુરમજ્દી જરથોસ્તી

(૧.) યજશ્ને હા. ૧૨, ફ. ૯ (૨) "દએનાંમ યાંમ આહૂઇરીમ જરથુશ્ત્રીમ."

અર્થ—દીન, જે અહુરમજ્દી જરથોસ્તી, તે તેં કોણને શિખવી?

(વંદીદાદ, ફર્ગર્દ ૨ ફ. ૧) (૩) "હચ અજેમ ચિતચો જરથુશ્ત્રો... યા આહૂઇરિશ જરથુશ્ત્રિશ" હા. ૮ ફ. ૭. હોમયાશ્ત, જમવાની મોટી બાજ. (૪) "યા હાઇતિનાંમ્ ...વાચા મજ્દયસ્નિશ વાચા, યા આહૂઇરિશ જરથુશ્ત્રિશ" હા ૧૨, ફ. ૯.

કહે છે.[1] પાદશાહ કએ ગુસ્તાસ્પે જરથોસ્તી દીન અખ્ત્યાર કરી તેને ટેકો આપ્યો હતો, તેથી તેનાં ફરોહરને યાદ કરતી વેળા તેને "અહુરમજદી જરથોસ્તી દીનની બાજુ અને ટેકા" ગણ્યો છે.[2] "અવસ્તાની તંદરોસ્તી" ને નામે જણાયલું ભણુતર, જે દરરોજ આફ્રીનગાનમાં ભણવામાં આવે છે, અને જે એક ઘરનું મુહુરત કરતી વખતે ભણવા માટે એક લાયક ભણતર છે, તેમાં ભણનાર તે ઘર માટે દુઆ ગુજારતાં એ દીનને 'અહુરમજદી જરથોસ્તી' દીન કહી, તે લાંબો વખત ત્યાં ચાલુ રહે એવી દુઆ ગુજારે છે.[3]

કેટલેક ઠેકાણે પેગામ્બર જરથોસ્ને લાવેલી જરથોસ્તી દીનને 'દાતેમ્ જરથુસ્ત્રીમ્' એટલે "જરથોસ્તી કાયદો" કહ્યો છે.[4] એક ઠેકાણે, જ્યાં માઝદયસ્ની દીનને તેમજ જરથોસ્તી દીનને સચ્ચાઇને ટેકો આપનાર ગણી છે, ત્યાં પણ જર-

---

(૧) 'મા હે ગેઉર્વયોઈત્ .....પઇત્યારેનો ઇમામ્ દએનાંમ્ યાંમ્ આહૂઇરીમ જરથુસ્ત્રીમ,'
અર્થ—આ દીન, જે અહુરમજદી જરથોસ્તી, તેની સામે થનારો તે (ઉનાયલી ચીજો) ને પકડે (એટલે ચાસ્ની કરે) નહિ (તીર યસ્ત, ફ. ૫૯). જુઓ એજ યસ્ત ફ. ૬૦; બેહેરામ યસ્ત ફ. ૫૧, ૫૨.

(૨) 'યો બાજુશ્ચ ઉપસ્તચ વીસત અહ્યાઓ દએનયાઓ યત આહુરોઈશ્ જરથુસ્ત્રોઇશ્' (ફર્વર્દીન યશ્ત, ફ. ૯૯.)
અર્થ-જે (ગુશ્તાસ્પ) આ દીન, જે અહુરમજદી જરથોસ્તી, તેનો બાજુ અને ટેકો થઈ પડયો.

(૩) વાઓ અહ્મિ ન્માને જસ્યારેશ યાઓ—દરેગો-ક્ષતેમશ્રેશ્ચ અંઘ્હાઓ દએનયાઓ યત્ આહુરોઈશ્ જરથુસ્ત્રોઇશ (યજશ્ને. હા ૬૦, ફ. ૨. 'વાઓ અહ્મિ ન્માને' નો કરદો.)

અર્થ—આ ઘરમાં આ, કે જે ..... અહુરમજદી જરથોસ્તી દીનનો લાંબા વખત સુધીનો વધારો, તે પહોંચે.

(૪) હા ૨૫, ફ. ૬, વંદીદાદ ફર્ગર્દ ૫, ફ. ૨૨—૨૫; ફર્ગર્દ ૧૯, ફ. ૧૬.

થોસ્તી દીન માટે 'દાતેમ્ જરથુસ્ત્રીમ્' તરીકે બોલવામાં આવે છે.[1] કોઇ ઠેકાણે એ દીનને માટે "માજદયસ્ની દીન, જે દેવની સામે અપાયલી અને જરથોસ્તી કાયદાવાળી" એમ બોલવામાં આવ્યું છે.[2] ઘણીક વાર એક ભણનાર એ દીન માટેનો પોતાનો એકરાર જાહેર કરતાં કંઇ શક સુબેહ નહિ રહે, તે માટે, વિગતે ઉપર જણાવેલાં બધાં નામોમાં સમાયલો વિચાર જણાવી, પોતાને "માજદયસ્નાન, જરથોસ્તી, દેવના તરીકાથી દૂર રહેનાર, અને અહુરમજદના તરીકા પ્રમાણે ચાલનાર" જણાવે છે.[3]

આપણી દીન હાલમાં માજદયસ્ની અથવા જરથોસ્તી તરીકે બોલાય છે. કોઇવાર તે જરથોસ્તી–માજદયસ્ની તરીકે બોલાય છે. પેગામ્બર જરથોસ્તની આગમચની માજદયસ્ની દીન, પોઇર્યોતકએષી માજદયસ્ની તરીકે બોલાતી છે. પોઇર્યોતકએષી એટલે આગલા સમજાવ્યું તેમ આગલા તરીકાવાલી. માજદયસ્ની એટલે મજદ અથવા માહાજ્ઞાની સાહેબને માનનારી તે જરથોસ્તી તરીકે બોલાય સબબ કે તે પેગામબર જરથોસ્તે શીખવી હતી. તે જરથોસ્તી માજદયસ્ની તરીકે બોલાય છે સબબ કે તે પેગામ્બર જરથોસ્તે શીખવેલી માજદયસ્ની દીન છે.

---

(૧) 'વંઘેન માજદયસ્નિશ્...વંઘ્હ્યદાતેમ્ અથ દાતેમ જરથુસ્ત્રિ' અર્થ—"ભલી માજદયસ્ની દીન...તેમજ જરથોસ્તી કાયદો સચ્ચાઇ આપનાર છે." સરોશ હાદોખ્ત, કરદો ૧. ફ. ૩.

(૨) 'નિજબયેમિ વંઘુહીમ્ દએનાંમ્ માજદયસ્નીમ્ દાતેમ્ વીદોયુમ્ જરથુશ્ત્રિ' (વંદીદાદ, ફર્ગર્દ ૧૯, ૯. ૧૬)

અર્થ-ભલી માજદયસ્ની દીન, જે દેવની સામે અપાયલો જરથોસ્તી કાયદો, તેની હમે વખાણ કર્યે છિયે.

(૩) 'ફ્રવરાને મજદયસ્નો જરથુશ્ત્રિશ્ વીદએવો અહુરત્કએષો' યજશ્ને, હા ૧૨, ફ. ૧, ગેહો, નીઆએશો, યશ્તો, વિગેરે.

# પ્રકરણ ચોથું

---

## જરથોશ્તે પોતાની દીન મુખ્ય કરી દેવયસ્નીની વિરૂધ્ધમાં ફેલાવી.

આગળ જણાવ્યા મુજબ, "માઝદયસ્ની જરથોશ્તી," "અહુરમઝદી જરથોસ્તી," "જરથોશ્તનો કાયદો" (દાતેમ જરથુસ્ત્રીમ), "દેવની સામે અપાયલો જરથોસ્તનો કાયદો" (દાતેમ્ વીદોયુમ જરથુસ્ત્રીમ્), એવે જુદે જુદે નામે જણાયલી પેગામ્બર જરથોશ્તની દીન, આગલી "પોઇર્યોત્કએષી માઝદયસ્ની દીન" ઉપર, કેટલીક બાબતોમાં સુધારા સમાન હતી.

જે મુખ્ય બાબતમાં જરથોશ્તની દીન આગલી દીન ઉપર સુધારા સમાન હતી, અથવા બીજા શબ્દોમાં બોલ્યે તો, આગલી દીન યા દીનોથી, જે મુખ્ય બાબતમાં તે જુદી પડતી હતી, તે આ હતી કે, તે દેવોથી જુદી (વીદએવો) હતી. નીચલા ત્રણ પ્રકારની ગવાહી ઉપરથી આપણે આ ખોલ્લું જોઇએ છિએ.

૧ માંહેલી ગવાહી, એટલે ખુદ અવસ્તાનાં પોતાના લખાણ ઉપરથી.

૨ બાહેરની ગવાહી, એટલે બીજી પ્રજાઓના સાહિત્યમાં દેવને મલતા શબ્દોના ઉપયોગ ઉપરથી.

૩ વેદીક અને જરથોસ્તી ધર્મના સાહિત્યમાં 'દેવ' અને 'અહુર' શબ્દોના ઉપયોગની સરખામણી ઉપરથી.

## ૧ માંહેલી ગવાહી, એટલે ખુદ અવસ્તાનાં લખાણની ગવાહી.

એક જરથોસ્તી ભણનાર સંખ્યાબંધ જગ્યાએ 'ફ્રવરાને મઝદયસ્નો જરથુસ્ત્રીશ વીદએવો અહુર તકએષો'[૧], ભણતાં, પોતાને દેવના તરીકાથી ઉલટો જણાવે છે. એવો એકરાર પેગામ્બર જરથોસ્તે પોતે પેહલ વેહેલો કીધો હતો.[૨] તે ઉપરથી તેની પછી તેની દીનવાળાઓ એ એકરાર કરવા લાગ્યા.[૩]

હોમ યજદ પોતે જરથોસ્તને એ રીતે દેવના તરીકાથી દૂર રહેનાર અને અહુરમજદના તરીકા મુજબ ચાલનાર કહે છે.[૪] પેગામ્બરના લાવેલા માથ્રના કલામો પોતે દેવના તરીકાની સામે થનાર[૫] ગણાયા છે. પેગામ્બર જરથોસ્ત પોતે, પોતાની દીન બીજી દીનો કરતાં કેટલાં પ્રમાણમાં સરસ

---

(૧) હા ૧, ફ. ૨૩; ગેહો, નીઆએશો, યશ્તો.

(૨) 'યો પઓઈર્યો આથ્રવ ફ્રઓરેન્ત મઝ્દયસ્નો જરથુસ્ત્રિશ વીદએવો અહુર-તકએષો.' (ફ્રવર્દીન યશ્ત, ફ. ૮૯)

અર્થ—જે (જરથોસ્ત) પેહેલવેહેલો અથોરનાન (હતો...જેણે) મઝ્દયસ્નાન તરીકે, (પોતે જાહેર કરેલા) જરથોસ્તી તરીકા પ્રમાણે ચાલનાર તરીકે, દેવથી જુદા તરીકાવાળા અને અહુરમઝ્દી તરીકાવાળા તરીકે એકરાર કીધો.

(૩) હા ૧૨, ફ. ૧; વીસ્પરદ, કર્દા ૫, ફ. ૩. (૪) હા ૯, ફ. ૧૩. (૫) ફ્રવર્દીન યશ્ત, ફ. ૧૪૬.

છે, તે બાબે અહુરમજદને પુછતાં, પોતાની દીનને, પોતાના કાયદાને, " દેવના તરફથી જુદો," જણાવે છે.[1] દેવો માટે પેગામ્બર જરથોસ્તને એટલો ધિક્કાર હતો કે અવસ્તામાં અર્દ્વીસૂર નદીની સિફતમાં, તે નદી વટીકને અલંકારિક રીતે દેવોથી જુદી અને અહુરમજદના તરીકા પ્રમાણે ચાલનારી કહી છે.[2]

દેવોની સામેના આ ધિક્કારને લીધે અવસ્તાના એક આખાં પુસ્તકને " વંદીદાદ " ( વી-દએવ-દાત ) એટલે "દેવની વિરૂદ્ધ યાને દેવોને દફે કરવાને અપાયલો કાયદો," એવું નામ મળ્યું છે. વળી એવા " દેવથી જુદા કાયદા " ને ખાસ યાદ કરવામાં આવે છે.[3] તેવા કાયદાઓને પસંદ કરનારાઓને પણ યાદ કરવામાં આવે છે.[4]

આ મુજબ બાબજા જરથોસ્તી દીનને " દેવથી જુદી " (વીદોયુમ[5]) જણાવી છે, એટલુંજ નહિ, પણ તેનાં માથ્રને, તેનાં એક ધર્મ પુસ્તકને, તેને માન્ય કરનારાઓને, અને તેમાં વર્ણવેલી એક નદી વટીકને " દેવથી જુદી " જણાવી છે.

---

(૧) વંદીદાદ, પર્ગર્દ ૫, ફ. ૨૨-૨૫.

(૨) 'યામ્ અરેદ્વીમ્ સૂરાંમ્ અનાહિતાંમ્...વીદએવાંમ્ અહુરેત્કએષાંમ.' હા ૬૫, ફ. ૧; આવાં અર્દ્વીસૂરની નીઆએસ, ફ. ૨; આવાં યશ્ત, ફ. ૧; ફર્વર્દીન યશ્ત, ફ. ૪.

(૩) ' નિવએધયેમિ હંકારયેમિ........વીદએવહે દાતહે જરથુસ્ત્રોઈશ.' હા ૧, ફ. ૧૩.

' દાતેમ્ વીદોયૂમ્ આયેસે યેસ્તિ.' હા ૨, ફ. ૧૩.

' દાતેમ વીદોયૂમ્ યજ્મઈદે, હા ૨૫, ફ. ૬.

(૪) 'હખય દાતહે વીદએવહે.' સરોશ હાદોખ્ત, ફ. ૧૭.

(૫) વંદીદાદ, પર્ગર્દ ૧૯, ફ. ૧૬; યજ્સ્ને હા ૨, ફ. ૧૩; હા ૨૫, ફ. ૬.

## દેવ એટલે શું?

ત્યારે દેવ એટલે શું, તે આપણે બરાબર સમજવું જોઇએ. આગલા પએઓઇર્યોતકએષીઓના વખતમાં પણ દેવોને તો ધિક્કારવામાં આવતા હતા. આપણે જોયું કે ગયોમર્દ, હોશંગ, તેહમુરસ (દેવબંદ), હોમ, જમશેદ, ફરેદુન, કાઉસ, કએખુસ્રુ વિગેરેની, ભલા સોબ્યન્તો તરીકેની કીર્ત્તિ, એ દેવો સામે લડવામાં અને તેઓને મહાત કરવામાંજ સમાયલી હતી. તેઓ સઘળા દેવોને ધિક્કારતા હતા અને જે તરીકાએ દેવો ચાલતા હતા, તે તરીકાથી દૂર રહેતા હતા.

ત્યારે પેગામ્બર જરથોસ્તે તેઓથી વધુ શું કર્યું કે જેથી તેની દીનને ખાસ કરી દેવના તરીકાથી દૂર ગણવામાં આવી? આ સવાલના જવાબ ઉપર જરથોસ્તી દીનની મોટાઇ રચાયલી છે. એ જવાબ આ છે કે, જ્યારે આગલા પએઓઇર્યો તકએષીઓ, 'દેવો' સંબંધી બાબતના વિચારોમાં ફકત સપાટી ઉપરથી જોતા હતા, ત્યારે પેગામ્બર જરથોસ્તે સપાટીની નીચે ઉંડાણમાં જોવા માંડયું. બીજા સામાન્ય અને સાધારણ શબ્દોમાં બોલીએ તો, આગલા પએઓઇર્યો તકએષીઓ ફકત દેવ તરીકે જણાયલા બુરા માણસો તરફ ધિક્કારથી જોતા હતા. દાખલા તરીકે, ગયોમર્દને બેટો સયામક જે દેવો સામે લડતાં માર્યો ગયો હતો, તે દેવો મનુષ્યરૂપી દેવો હતા.[1] હોશંગે પોતાના જમાનાના જે દેવોના બે તૃત્યાંશ ભાગ ઉપર ફતેહ મેળવી હતી, તે મુખ્ય કરી ગેલાન અને માજનદરાનના મનુષ્યરૂપી દેવો હતા.[2]

(૧) શાહનામું.

(૨) આવાં યશ્ત, ફ. ૨૨; રામ યશ્ત, ફ. ૮; જમ્યાદ યશ્ત, ફ. ૨૬; દાદેસ્તાને દીન, બાબ ૬૫, ફ. ૫; મીનોખેરદ, બાબ ૨૭, ફ. ૧૯-૨૦.

તેહમુરસે જે દેવો ઉપર ફતેહ મેળવી 'દેવબંદ'નો ખેતાબ મેળવ્યો હતો, તે દેવો પણ બુરા માણસો હતા. તેઓને તેણે શારીરિક હથ્થારથી જેર કીધા હતા.[1] જમશેદે જે દેવો ઉપર હકુમત મેળવી હતી તે પણ મનુષ્યરૂપી દેવો હતા.[2] કએખુસ્રુએ જે દેવોને નબુદ કીધા હતા, તેઓમાંનો મોટો ભાગ બુતપરસ્ત લોકો ગણાતા હતા. મનુષ્યરૂપ નહિ ધરાવતા દુર્ગુણો પણ દેવ ગણાતા. પણ બદીનાં મૂળ બાબે વાસ્તવિક વિચારો નહિ ફેલાયલા હોવાને લીધે તે વિચાર થોડીજ હદે પુગ્યો હતો. આગળ ચલતાં પેગામ્બર જરથોસ્તના જમાનામાં તેના શિક્ષણ મુજબ, બુરા પુરૂષો, બુરી ખાસીઅતો, તંદરૂસ્તીને હાની કરનારી સર્વ ચીજો અને બીમારીઓ, આ સર્વ દેવ ગણાયાં.

## જરથોસ્તની શિખવણી પ્રમાણે દેવ શબ્દ બહોળે અર્થે

પેગામ્બર જરથોસ્તે દેવ તરીકે ફકત માણસો ઉપરજ નહિ પણ ઘણાક પૃથ્થક (abstract) વિચારો ઉપર, ઘણાક દુર્ગુણો ઉપર, ઘણીક અસ્વચ્છતા ઉપર જોવા માંડયું. તેણે ધાર્યું કે, જ્યાં સુધી મિત્તરથી એક ચીજ સાફ થાય નહિ ત્યાં સુધી, ઉપર ઉપરથી તેને સાફ કરવામાં ફાયદો નહિ. બદી નામે શું છે, તે દુનિયામાં કેમ જાહેર થઇ, તેનો દોર કેવા પ્રકારનો છે, તે વિગેરેનો પુરતો ખુલાસો થાય નહિ, અને માણસજાત તે બરાબર સમજે નહિ, ત્યાં સુધી બદી કરનારાઓનો નાશ કરવામાં કાંઇ વળ્યું નહિ. વધુ ખુલ્લી રીતે બોલ્યે તો, તેણે ધાર્યું કે, પેલી કહેવત કે "ઉપાય કરતાં અટકાવ ભલો" (Prevention

---

(૧) શાહનામું; આક્રાને સ્પીતામાન જરથોસ્ત, ફ. ૨; શામ યશ્ત, ફ. ૧૨; જમ્યાદ યશ્ત, ફ. ૨૮.

(૨) આવાં યશ્ત. ફ. ૨૫-૨૭.

is better than cure), તે પ્રમાણે પેહેલે બદીનો અટકાવ કરવો ભલો છે. બદી ફેલાવ અને પછી ટાળવા માટે તેનો ઉપાય કરવા માટે, તે બદી કરનારાઓ સામે ચાલુ જંગ અને લડાઇ કરવા કરતાં, બદી શું છે, તે ખરે ખરી રીતે સમજાવી, બદીમાં લોકો પડેજ નહિ તેમ કરવું જોઇએ.

હવે એ કામ તેણે કેમ કીધું, તે સમજવા આગમચ તેના જમાનાની અને તેની આગમચના જમાનાઓની સંસારી હાલત ઉપર જરા નજર કરવાની જરૂર છે.

## જરથોશતની આગમચ આર્યન પ્રજાની હાલત.

જેમ હાલના જમાનામાં તેમજ આગલા જમાનામાં જ્યારે એક મોટી પ્રજા અથવા એક મોટો ટોળો પોતાની હાલત ફેરવે છે, ત્યારે તે પ્રજા અથવા ટોળો તે હાલત એકદમ ફેરવતાં નથી, પણ આસ્તે આસ્તે ફેરવે છે. તેઓમાં બે વર્ગો હંમેશાં થતાજ જાય છે. એક જુના વિચારનો અને બીજો નવા વિચારનો. એ જુના અને નવા વિચાર વચ્ચે ઝગડો થાય છે અને તે ચાલુ રહે છે.

હવે ઇરાનની તવારીખ પ્રમાણે કયોમર્સ, સયાવક્ષ અને હોશંગને જે દેવો સામે લડાઇ કરવી પડી હતી, તે દેવો કાંઇ નહી પણ તે આગળ વર્ણવેલા[1] જમાનાઓમાંના પેહેલા જમાનાના, જંગલી, શેકારી—ભટકતી જીંદગીવાળા માણસો હતા. જંગલી, શેકારી, ભટકતી જીંદગી મેલી દઇ, જેઓ ભરવાડી હાલતમાં આવતા ગયા, તેઓની,—તે નવા

(૧) જુઓ આગલ પાનું ૧૯.

વિચારવાળાઓની–હાલત, જુના વિચારવાળા, પેલા જંગલી, શીકારી, ભટકતા ટોળાને ગમી નહિ. એઓની જીંદગીની હાલતમાં ફેરફાર થવાથી તેઓના વિચાર, લાગણી અને ગુણોમાં પણ કુદરતી રીતે ફેરફાર થવા લાગ્યા.

બીજા તબક્કાવાળાઓ આગલી તદ્દન ભટકતી જીંદગી મેલી અર્ધી ભટકતી જીંદગીની હાલતમાં આવ્યા. તેઓ ગાય ઢોરને પાળવા લાગ્યા, તેઓની માવજત કરવા લાગ્યા, તેઓને ચરાવવા લઇ જવા લાગ્યા અને જંગલી જાનવરોથી તેઓની સંભાળ કરવા લાગ્યા. એમ કરતાં દયા, માયા, અરસપરસની મદદ, એવા સારા સદ્દગુણો, પેહેલા વેહેલા તબકકાવાળા જંગલી હાલતવાળા માણસો કરતાં તેઓમાં વધારે દાખલ થયા. એ પ્રમાણે હાલત બદલાયાથી તેઓના ગુણો બદલાયા.

ઉપલી બીજા તબક્કાવાળી હાલત, જોકે પેહેલા તબકકાવાળી હાલત કરતાં સારી હતી, તોપણ તે હજી અર્ધી ભટકતી હાલત હતી. જ્યાં ઘાસચારો ખલાસ થાય ત્યાંથી પોતાનાં ગાય ગોરપંદોને ચરાવવા તેઓને બીજી જગ્યાએ જવું પડતું. એમ તેઓ એક જગ્યથી બીજી જગ્યાએ ભટકતા હતા. તેથી હવે ત્રીજા તબકકાની હાલત શરૂ થઇ. ખેડુતી (agricultural) જમાનો શરૂ થયો. લોકો એકજ જગ્યાએ ઠરીઠામ રહી પોતાનાં જાથુકના મકાનો બાંધી તેમાં રહી જમીનની ખેતી કરવા લાગ્યા. ત્યારે એ ખેડુતી લોકો અને અર્ધા રખડતા ભરવાડી લોકો વચ્ચે, આચારવિચાર અને સદ્દગુણોમાં ફરક હોવાને લીધે, અવાર નવાર ઝગડો ચાલતો હતો. ઇરાનના આગલા પાદશાહોને એ પ્રમાણે જે દેવો સાથે લડવું પડતું હતું, તે આવા પ્રકારના રખડતા માણસો હતા.

હવે પેગામ્બર જરથોસ્તનો જમાનો, ખેડુતી જમાના પછીનો એક વધારે ઉંચા તબકકાનો જમાનો હતો. તેણે ખેતીનાં જાબજા ફરમાનો આપ્યાં છે. ખેડુતી જમાનાની શાંત અને ભલી જીંદગી સાથે હવે તેના જમાનામાં માણુસજાતની હાલત વધારે સુધરતી ગઇ. તે એક પ્રકારે પુરૂષાતનપણાંનો (chivalry) નો જમાનો થયો. લોકો ઠરીઠામ થઇ ગામ અને શેહેરોમાં વધારે રહેવાં લાગ્યાં.

## દએવયસ્નની સામે પેગામ્બર જરથોસ્તની કોશેશ

તેની આગલના જમાનાઓમાં લોકોને, ભરવાડો યા ખેડુતો તરીકે, પોતાની જીંદગી ઘર બાહાર વધુ ગુજારવી પડતી હતી. તેઓ દાદારને તેની કુદરતમાં વધારે જોતાં હતાં. તેઓ કુદરતમાં બધે અહુરમજદનો હાથ જોતાં હતાં. એમ જોતાં જોતાં તેઓના વિચારો તે કુદરતના દરેક પદાર્થમાં કોઇ જુદો જુદો ખુદા જોવાના ખ્યાલ ઉપર ઉતર્યાં. એક ખુદાને તેની કુલ કુદરતમાં વ્યાપી રહેલો જોવાને બદલે કેટલાકો તે કુદરતના જુદા જુદા પદાર્થોમાં જુદા જુદા ખુદાને જોવા લાગ્યા.

ખુદા માટે એ અસલી આર્યન ટોળાના સર્વે તાયફાઓમાં 'દએવ' શબ્દ હતો, જેનો અર્થ 'દિવ' એટલે પ્રકાશવું', ધાતુ ઉપરથી "ચળકતો, રોશન, પ્રકાશિત" થતો હતો તેઓ ખોરશેદ, ચંદ્ર, સેતારાઓ, અને આતશ જેવા ચળકતા પદાર્થોમાં ખુદાને, પોતાને જાહેર (manifest) કરતો જોતા હતા. એ ઉપરથી એ 'દેવ' નામ શરૂઆતમાં બંધબેસતુ હતું. પણ કોઇક પ્રકારનાં અજ્ઞાનપણાંથી તેઓ જુદા જુદા કુદરતી પદાર્થોમાં જુદા જુદા ખુદા ધારવા

લાગ્યા અને તે મુજબ એકથી વધુ દેવો યા ખુદાઓની હસ્તી માનવા લાગ્યા. આખી કુદરતમાં એક ખુદા વ્યાપી રહેલો છે, એમ માનવાને બદલે, તેઓ તે કુદરતના જુદા જુદા ભાગોમાં એકથી વધુ જુદા જુદા ખુદાની, જુદા જુદા દેવોની હસ્તી માનવા લાગ્યા. એ વળણને અટકાવવા આગલા ઇરાની સોષ્યન્તોએ અવારનવાર કોશેશ કરીને ખરી માઝદયસ્ની દીન સ્થાપવાની કોશેશ કીધી હતી પણ તે ચાલુ ફતેહમંદ રહી હતી નહિ.

એવે વખતે પેગામ્બર જરથોશ્તનું જન્મવું થયું, જેથી કુલ કુદરત ખુશી થઇ. તેવણે અનેક દેવો સામે પોતાનો મજબુત આવાજ સંભળાતો કર્યો અને પોતાની દીનને દેવયસ્ની સામેની ખરી માઝદયસ્ની દીન તરીકે જાહેર કરી. 'દેવ' શબ્દ, જે અસલમાં ચલકતો અર્થ ધરાવતો હતો, તેને, તેવણની આગમચના લોકોએ કુદરતના જુદા જુદા પદાર્થોમાં ઘણાક દેવો માની, ઉતારી પાડયો હતો. તેથી તેવણે તે શબ્દને, એક ખુદા માટે, પોતાના ધર્મમાંથી દૂર કરી તેને એકદમ ખરાબ અર્થ આપ્યો અને એક ખુદાનાં મતવાળી માઝદયસ્ની દીનના વિચારોની સામેના વિચારોવાળી અનેક ખુદાનાં મતવાળી દીનને તેવણે 'દેવયસ્ની' નામ આપ્યું અને તે દીનને ધિકકારી કહાડી. અનેક દેવ-મત બંધાવાથી લોકો ખોટે માર્ગે ઉતરી પડવા લાગ્યાં હતાં. તેઓ સારૂં માઠું એકથી વધુ જુદા જુદા દેવતાઓની મરજી સાથે જોડવા લાગ્યાં હતાં. કાંઈ માઠું થતું તો તે કોઇ ચોકસ દેવતાની ઇતરાજીથી થતું, એમ ગણી તેને રાજી રાખવાનો વિચાર યા ક્રિયા તેઓ કરતાં હતાં. એ સઘળું તેઓને ખોટા માર્ગ ઉપર લઇ જતું હતું. તે મુશકેલી દૂર કરવા પેગામ્બર જરથોસ્તે દેવ શબ્દને ખરાબ રૂપ આપ્યું.

## દેવયસ્નીની સામેની પેગામ્બરની કોશેશમાં ફીલસુફીનો અંશ

પેગામ્બર જરથોસ્તે એ માટે જે બીજું મોટું કામ કર્યું, કે જેથી જરથોસ્તી માઝદયસ્નની દીન આગલી પઓર્યોતકએશી મઝદયસ્નની દીન ઉપર સરસાઇ ભોગવે છે, તે આ કે, તેવણે એક ખુદા અને તેની કુદરત, અને નેકી બદી માટે એક શુધ્ધ ફીલસુફી ભર્યો ખુલાસો રજુ કીધો, જે તે પુરાણા જમાનામાં પેહેલો હતો અને જે તરફ આજે જમાના પસાર થવા બાદ પણ, વિદ્વાનો માન સહીત જોય છે.

તેવણે નીચે મુજબ જાહેર કર્યું:—

અહુરમજદ સર્વે ચીજોનો પેદા કરનાર છે. તે પેદા કરનાર છે, એટલુંજ નહિ, પણ અંત લાવનાર પણ છે. તે જેમ સર્વ ચીજો પેદા કરે છે અને તેઓની વૃદ્ધિ કરે છે, તેમ તેઓનો ઘટાડો કરે છે અને અંત લાવે છે. જરથોસ્તી ધર્મ પ્રમાણે હસ્તી આપનાર તે છે તેમ નીસ્તી લાવનાર પણ તેજ છે. જો જરથોસ્તની વિચારશીલ ફીલસુફીએ અહુરમજદને એક પેદા કરનાર તરીકેજ ચિતાર્યો હતે, અને સેવટ લાવનાર અથવા નાશ કરનાર તરીકે નહી ચિતાર્યો હતે, તો અહુરમજદનું ચિત્ર સંપુર્ણ ન થતે. જો અહુરમજદમાં પેદા કરવાની શક્તિ હોય, અને પેદા કર્યા પછી જો તેની પેદાયશ ઉપર તેનો કાબુ ન હોય, તો અહુરમજદનું સર્વશક્તિવાન સાહેબ તરીકેનું ચિત્ર અધુરૂં ગણાય. પણ એમ નથી. જરથોસ્તે, જેમ અહુરમજદને પેદા કરનાર તેમ અંત લાવનાર, જેમ ઘર કરનાર તેમ છેડો લાવનાર ગણ્યો છે. હવે અહુરમજદ આ એક-

મેકથી ઉલટું જે કામ કરે છે, તે આપણા પેગામ્બરની વિચારશીલ ફીલસુફી પ્રમાણે, પોતાની બે શક્તિઓ મારફતે કરે છે, જે બન્ને શક્તિઓ મીનો યાને ગેબી એટલે અણુદીઠ છે. એ બે શક્તિઓનાં નામ 'સ્પેન્તમઇન્યુ' અને 'અંગ્રમઇન્યુ' છે. પહેલીનું કામ રૂપ આપવાનું છે, બીજીનું કામ અંત લાવવાનું છે. પહેલીનું કામ વૃદ્ધિ કરવાનું છે, બીજીનું કામ ઘટાડો કરવાનું છે. એ બે શક્તિઓનાં નામોના ધાતુજ તેઓનાં કામો દેખાડે છે. 'સ્પેન્ત' શબ્દનો અર્થ ધાતુ 'સ્પન'=' શ્વિ ' "વધારો કરવો," ઉપરથી "વધારો કરનાર, આબાદી કરનાર" થાય છે. 'અંગ્ર' શબ્દનો અર્થ ધાતુ=' અંગ' "સંકોચવું, કોતાહ કરવું" ઉપરથી "ઘટાડો કરનાર" થાય છે. આ મુજબ પેગામ્બર જરથોસ્તે એક ખુદાને માનનારી દીન શિખાડી ઉપર જણાવેલાં બે શક્તિઓનાં મતને લીધે કોઇક, વગર સમજવે ભુલથી, એ દીનને દોમત (dualism) નું આળ લગાડે છે.[1] ડા૦ હાઉગ, ડા૦ ઉવેસ્ટ અને બીજા વીદ્વાનો આ આળ વાજબી રીતે ખોટું પાડે છે.

આ તપાસ ત્યારે દેખાડે છે કે જરથોસ્તી માજદયસ્નની દીન આગલી પઓઇર્યો ત્કએષી માજદયસ્નની દીન ઉપર મુખ્ય કરી આ બાબતમાં સુધારા સમાન હતી કે જરથોસ્તની આગમચના વખતના સોષ્યન્તોએ દેવયસ્નની ધર્મ સામે જે અવારનવાર કોશેશો કરેલી તે કોશેશ જરથોસ્તે ઘણી ફતેહમંદ રીતે કીધી.

---

(૧) આ પુસ્તકમાળાની ધર્મ મતની બાબતોના પુસ્તકમાં એ બાબે વધુ વિગતે બોલવામાં આવશે.

ત્યારે ખુદ અવસ્તા ઉપરથી આપણે આ અનુમાન ઉપર આવ્યા છિએ, કે જરથોસ્તની આગમચની દીન, જે તે-સામેની કોઇક કોશેશો છતાં, એકથી વધુ દેવનાં મત તરફ, અ-નેક દેવમત તરફ, ઢળી હતી, તેથી જરથોસ્તી દીન જુદી પડી. પેગામ્બર જરથોસ્તે જ્યારે જોયું કે, માણસો, તે દાદારની બુલંદ પેદાયશો ઉપર અને કેટલાક માણસાઇ સદ્‌ગુણો ઉપર મવકકલ થયલી મીનોઇ શક્તિઓને, તે સર્વે ઉપરના સર્વોપરી ખુદાને થોડોક ભુલી જઇ, ખુદ ખુદાઇ હાલતે પોંહોચાડવા લાગ્યાં અને ખુદા સાથે એક પંક્તિની ગણવા લાગ્યાં, ત્યારે તેવણે તે શક્તિઓ, જે "દેવ"ના–પેહેલાં બરહક ગણાતાં–નામથી ઓલખાતી હતી, તેઓને તેની ખરી પંક્તિએ મુકવા કાજે, પોતાની દીનને 'દેવથી જુદી (વીદએવો)' જણાવી. એ માટે અવસ્તામાં જાબજા મળતા ફકરા આપણે જોયા છે. ત્યારે ખુદ અવસ્તાનું સાહિત્ય, જેને પેહેલવી ફારસી પુસ્તકોથી પણ ટેકો મળે છે, તે મુજબ, પેગામ્બર જરથોસ્તની દીન આગલી દીનોથી આ બાબતમાં જુદી હતી કે, તે અનેક દેવોને ખુદા તરીકે માનવાને બદલે, એકજ ખુદાને માનવાને અને દએવયસ્નીથી વેગલા રહેવાને શીખવતી હતી.

## (૨) બહારની ગવાહી–બીજી પ્રજાઓના સાહિત્યમાં દેવને મલતા શબ્દોનો ઉપયોગ

ખુદ ઇરાનનાં અવસ્તા સાહિત્ય ઉપરાંત બીજી પ્રજાઓનું સાહિત્ય પણ એજ અનુમાન સાબેત કરે છે. આપણે ઉપર કહ્યું તેમ, અવસ્તામાં બુરી મીનોઇ શક્તિઓને 'દેવ'ના નાંમથી ઓલખી છે. બીજી આર્યન પ્રજાઓનાં સાહિત્યમાં

તેમ નહિ હતું. હિંદુસ્તાનના હિંદુઓમાં 'દેવ' શબ્દ સારી મીનોઇ શક્તિઓને માટે વપરાય છે. એટલુંજ નહિ પણ અસલી યુનાનીઓ, રોમનો, વિગેરે તાયફાવાળાઓ, જેઓ અસલી આર્યન ટોળાના હતા, તે સઘળાઓમાં સારી મીનોઇ શક્તિને માટે 'દેવ' ને મળતા શબ્દો, જેવા કે Zeus, Deos, Deus, Teus, Diewas વિગેરે મળે છે. પેગામ્બર જરથોસ્તે જોયું કે, 'દેવ' શબ્દ, જે અલબતે પેહેલે ઘણે સારે અર્થે સઘળી આર્યન ભાષાઓમાં, તેના ધાતુના અર્થ પ્રમાણે, વપરાતો હતો, તે શબ્દ એક ખુદાને માટે વપરાવાને બદલે તેની મીનોઇ શક્તિઓને માટે પણ વપરાવા લાગ્યો અને તે શક્તિઓ બાબે માણસ જાતના વિચારો ફેરવાઇને હલકી પંક્તિ ઉપર ઉતર્યા, ત્યારે તેવણે તે શબ્દને પોતાના અવસ્તામાંથી સારે અર્થે વપરાતો દૂર કર્યો, અને જેઓ 'દેવ'નાં નામ હેઠે એકથી વધુ ખુદાને સર્વોપરી માનતા, તેઓને ધિક્કારી કહાડી પોતાની દીનને દેવયસ્ની વિરૂદ્ધ જણાવી.

## (૩) ત્રીજી ગવાહી–વેદીક અને જરથોસ્તી સાહિત્યમાં 'દેવ' અને 'અહુર' શબ્દનો ઉપયોગ

ખુદા માટે વેદીક ધર્મનાં પુસ્તકોમાં 'દેવ' શબ્દછે અને અવસ્તામાં 'અહુર' શબ્દ છે. એ બેઉ જે રીતે વપરાય છે, તે રીત આ બાબત વધારે ખુલ્લી દેખાડે છે. રીગવેદનાં પુરાણા ભાગોમાં "અસુર" શબ્દ, જે અવસ્તાનાં "અહુર"ને મલતો સંસ્કૃત શબ્દ છે, તે "ખુદા" અથવા ભલા દેવતાઓને સારે અર્થે વપરાયલો છે. પણ રીગવેદનાં પછવાડેના લખાયલા ભાગમાં તે "બુરી મીનોઇ શક્તિઓ" માટે ખરાબ અર્થે

વપરાયલો છે. જ્યારે પેગામ્બર જરથોસ્તે "દેવો"ને નામે જાણુાયલી મીનોઇ શક્તિઓને બુરી ગણી ધિક્કારી કહાડી, ત્યારે પાછળથી વેદવાળાઓએ તેજ મુજબ "અહુર" નામને તેની પવિત્ર બુલંદી ઉપરથી ઉતારી ધિક્કારી કહાડયું. એ દેખાડે છે કે આર્યન ટોળાના ઇરાની અને હિંદી, એ બે તાયફાવાળાઓ વચ્ચે કોઇ ધાર્મિક બાબતમાં મતફેર પડયો હતો. પેગામ્બર જરથોસ્તે એકથી વધુ ખોદાને માટે "દેવ" શબ્દ હિંદી આર્યનોમાં વપરાતો જોઇ તે શબ્દને રદ કર્યો અને એમ એકથી વધુને સર્વોપરી દેવ ગણવાના ધર્મને ધિક્કારી કહાડયો અને પોતાની દીનને દેવયસ્ની વિરૂદ્ધ જાહેર કરી.

## જરથોસ્તી દીન અને આગલી દીન વચ્ચેના ફરક બાબે દસ્તુર જાદરપરમનું પેહલવી લખાણ

થોડુંક થયું રોશનીમાં આવેલું જાદરપરમનું[1] પેગામ્બર જરથોસ્ત બાબેનું લખાણ આપણુને એજ અનુમાન ઉપર લાવે છે. કહે છે કે એક વખત દએવયસ્નાનોની એક મિજલસ મળી હતી, ત્યાં પેગામ્બર જરથોસ્ત ગયા હતા. ત્યાં તેવણે એક સવાલ પુછયો કે "રવાનને માટે સૌથી ભલું શું છે"? તેવણુને કહેવામાં આવ્યું કે નીચલી ચીજો રવાનના ભલાં માટે છે:—

૧ ગરીબોને મદદ કરવી.

૨ ગાય ગોસ્પંદોને ઘાસ ચારો આપવો.

૩ આતશને બળતણ પુરૂં પાડવું.

---

(૧) જાદરપરમ બાબ ૨૦,ફ, ૧૪–૧૬; S. B. E., XLVII. પા. ૫૧૪

૪ પાણીમાં હોમનો રસ નામવો, યાને, હાલની આપણી ક્રિયાના શબ્દોમાં બોલ્યે તો, હોમની ક્રિયા કરી હોમનાં પાણીની જોર કુવામાં મેલવવી યા નામવી.

૫. દેવોની સેતાયશ કરવી.

કહે છે કે પેગામ્બરે દએવયસ્નાનોની દીનમાં ફર્માવેલી આ પેહેલી ચાર ચીજો પસંદ કીધી પણ છેલ્લી ચીજને ધિક્કારી કહાડી.

આ વર્ણન શું દેખાડે છે? તે આ દેખાડે છે કે, આગલી દીન પણ માણસ-ભાઈબંધોને મદદ કરવાનાં અને વાચા વિનાનાં ગરીબ ગાય ગોસ્પંદોને મદદ કરવાનાં ફર્માન આપતી હતી. તે ઉપરાંત તે આતશની સેતાયશ અને હોમની ક્રિયા કરવાને ફરમાવતી હતી. પેહેલાં બે તત્વો જરથોસ્તે અલબતે નીતિ શાસ્ત્રનાં સાધારણ ફર્માનો તરીકે કબુલ રાખ્યાં. તે ઉપરાંત બીજાં બે તત્વો પણ તેવણે પોતાની દીનમાં ભલી ક્રિયાઓ તરીકે કબુલ રાખ્યાં. પણ પાંચમું દએવયસ્નીનું ફર્માન-ઘણાક દેવોને પૂજવાનું ફર્માન—ધિક્કારી કાહાડયું. ત્યારે જરથોસ્તી નવી દીન આગલી દીન યા દીનોથી આ બાબતમાં જુદી પડી કે તે દેવોથી વેગળી હતી, તે દએવયસ્નીની આડે આવતી હતી.

## આગલી દીનવાળાઓ સાથ ઝગડા

ત્યારે પેગામ્બર જરથોસ્તને પોતાની નવી દીનથી આગલી દીનવાળાઓ સાથ મતફેર પડયો તે બે રીતનો હતો.

૧. એક મતફેર તો આર્યન તાયફાના હિંદી ભાઈબંધો સાથે હતો.

આર્યન અથવા હિંદી-ઇરાનીઅન તાયફાવાળાઓ વસ્તી વધતાં પુર્વ-દક્ષિણ ભણી વધતા ગયા. તેઓમાંથી એક ભાગ હિંદુસ્તાનમાં ઉતર્યો. એકમાં પેહલે કુદરત ઉપરથી કુદરતનાં ખાવિંદ ઉપર લઇ જતી સેતાયશ હતી. પણ પાછલથી તે સેતાયશમાં, હિંદી તાયફાવાળાઓએ, કુદરતના બુલંદ પદાર્થો ઉપરની મતલબ શકિતઓને હદ બહાર સેતાયશ લાગુ પાડી. તેઓ તે શકિતઓને ખુદ ઇશ્વરી દરજજે ચહડાવી ખુદા તરીકે ગણવા લાગ્યા, તેથી અનેક દેવમત દાખલ થયું.

બીજું, ખુદ ઇરાની ટોળામાં હવે બે ભાગ થયા. એક ભાગ, હાલ સુધીની અર્ધ-રખડતી ભરવાડી જીંદગી છોડીને ખેડુતી ઠરીઠામ જીંદગી અખત્યાર કરવા લાગ્યો. બીજો ભાગ તે અર્ધ-રખડતી ભરવાડી જીંદગી ચાલુ રાખવા લાગ્યો. ત્યારે બે વચ્ચે પણ મિનાકેશો જાગ્યો, અને એ ખેડુતી શાંત જીંદગીની સામે થનારા તાયફાઓ પણ દેવ તરીકે બુરા ગણાઇ દુસ્મનો માફક ધિક્કારને પાત્ર થયા.

## પેગામ્બર જરથોસ્તે કુદરતની સેતાયશને આપેલી હદસરની હકદાર જગ્યા

પેગામ્બર જરથોસ્તે આગલા સામાન્ય ઇરાની અને આર્યન ધર્મમાં કુદરતની બુલંદ પેદાયશની જે સ્તુતિ અને સેતાયશ હતી તે તદન કહાડી નાખી નહી, પણ પણ તેવણે, ડા. ગાઇગર કહે છે તેમ, તેને જે હદ બહાર બુલંદ ટોંચે લેઇ જઇ અનેક-દેવ-મત તરફ ધસડવાની અણી ઉપર લઇ જવામાં આવી હતી, તે હદની અંદર પાછી લાવી તેને ઘટતી હદમાં રાખી ઘટતીજ જગ્યા આપી. એટલુંજ નહી,

પણ તેવણે તેને ચહડતું નીતિમાન રૂપ આપ્યું[1]. તેવણે અનેક જગ્યાએ, અહુરમજ્દઃ, અહુરમજ્દઃ અને અહુરમજ્દનેજ સર્વોપરી ગણી બીજી મવક્કલ શક્તિઓને પેહાયશ ગણી.

---

(1) It placed itself in a conscious opposition to the religion of nature which had been handed down from the old Aryan times, and was still cherished by the people; and whatever it took over from the nature-worship and retained in itself, was exalted into a far higher moral sphere and penetrate with its spirit; and thus the form acquired a new substance." (Dr. Geiger. "Zarathushtra in the Gathas and in the Greek and Roman Classics", translated from the German, by Datur Darb P. Sanjana, p. 28.)

# પ્રકરણ પાંચમું.

## અશો જરથોશતની જીંદગી અને કારકિર્દીનું ટુંક વૃતતાં[1]

### પેગામ્બર જરથોશત એક હૈયાત પુરૂષ હતો

કેટલાક મહાન પેગામ્બરો ઉપર હાલના જમાનાએ શક નાખ્યો છે કે તેઓ ખરેખર હૈયાત પુરૂષો નહી હતા, પણ કોઇ કલ્પિત પુરૂષો હતા, જેઓને આગલા શાએર-ધર્મ ગુરૂઓએ ખરેખરા હૈયાત પુરૂષો તરીકે ઠસાવી દીધા છે. હિંદુ-સ્તાનમાં થઇ ગયલા બુધીસ્ત ધર્મના બુધ પેગામ્બર ઉપર એવો શક નખાયો છે. ખ્રિસ્તી ધર્મના સ્થાપક ક્રાઇસ્ટ

---

(૧) આ ભાગ માટે વાંચવા લાયક થોડાંક બીજાં પુસ્તકો:—

૧. શેઠ ખુરશેદ રૂસ્તમજી કામાનું "જરથોશ્ત નામું."

૨. દસ્તુર પેશોતનજી બેરામજી સંજાણાનો 'પેગામ્બર સાહેબ અશો જરથોસ્તનાં જન્મારાનો એહવાલ."

૩. ડા. સ્પીગલનાં "Eranische Alterthum skunde Vol. I Bk II chap. II નું દસ્તુર દારાબ પેશોતન સંજાનાનો તરજુમો; "The Age of the Avesta aud Zoroaster."

૪. મો. મેના ( J. Menant ) નો "Zoroaster. Essai sur la Philosophie Religieuse de la Perse."

૬. પ્રો. જેકસનનું "Zoroaster, the Prophet of Ancient Iran."

ઉપર પણ એવો શક નખાયો છે. એવો શક કેઇક તરફથી પેગામ્બર જરથોસ્ત માટે પણ નખાયો છે. પણ એ શક ખોટો છે. એવણ એક હૈયાત મહાન પુરૂષ થઇ ગયા છે. તેની સાબેતી નીચલી બે પ્રકારની ગવાહીથી મલે છે.

(૧) અંદરની ગવાહી ( Internal evidence )

(૨) બહારની ગવાહી ( External evidence )

(૧) અંદરની ગવાહીમાં આપણે કુલે આવસ્તાની ગવાહી ગણીશું. એ ગવાહીના પણ આપણે બે ભાગ કરીશું.

(ક) પેહેલી પંક્તિની ગવાહી, જેમાં પેગામ્બર જરથોસ્ત, પોતે બોલે છે. ગાથા, જે એવણનાં પોતાનાં ચોક્કસ લખાણ ગણાય છે, તેમાં એવણનું પોતાનું જે ચિત્ર મળે છે, તેને આપણે પેહેલા પ્રકારની અંદરની ગવાહી કહીશું. એક મહાન પુરૂષની તવારીખ અથવા તેની જીંદગીનું વૃતાંત લખનાર, હમેશાં તેના પોતાનાં લખાણને ઘણી અગત આપે છે, કારણકે

---

૬. એરવદ શેહરીયારજી દાદાભાઈ ભરૂચાનું "A Brief Sketch of the Zoroastrian Religion and Customs."

૭. ડા. ગેલ્ડનરનો રેસાલો "Zoroaster." Encyclopædia Britannica, Vol 24.

૮. Zarathushtra in the Gathas and in the Classics, translated from the German of Drs. Geiger and Windischmann, by Dastur Darab P. Sanjana

૯. એરવદ જીવનજી જમશેદજી મોદીની "અવસ્તાનાં વિશેષ નામોની ફરહંગ"માં "જરથુસ્ત્ર" શબ્દ.

૧૦. એજ લખનારનાં "જરથોસ્તી ધર્મ સંબંધી ભાષણો અને વાએજો"ના ભાગ ૧લામાં "પેગામ્બર જરથોસ્તની જીંદગી ઉપરથી ઉપજતા થોડાક વિચારો"નો વિષય.

૧૧. ડા. વેસ્ટનો દીનકર્દનો તરજુમો, S. B. E., Vol. XLVII.

તે લખાણની ગવાહી ચોક્કસ ગણાય છે અને તેમાં કોઇનું વધઘટ કીધેલું થોડું હોય છે.

(ખ) બીજી પંક્તિની ગવાહી, જે ગાથા ઉપરાંત અવસ્તાના બીજા ભાગોની ગવાહી છે. તેમાં પેગામ્બર જરથોસ્તના પોતાના મોહોડેના શબ્દોમાંથી એવણનું ચિત્ર મળતું નથી, પણ બીજાઓ તેવણ માટે જે કહે છે તે ઉપરથી મળે છે.

(૨) બહારની ગવાહીમાં આપણે નીચલાં સાધનો ગણીશું:—

(ક) અવસ્તા સિવાયનું આપણું પેહેલવી, પાઝંદ ફારસી જેવું બીજું સાહિત્ય.

(ખ) પારકા લખનારાઓ.

એ પારકા લખનારાઓનાં પણ બે વર્ગ થઇ શકે છે:—

૧ અસલી યુનાની, રોમન વિગેરે પશ્ચિમ બણીના લખનારાઓ, જેઓ 'ક્લાસીકલ' લખનારાઓ ગણાય છે.

૨ એ ક્લાસીકલ લખનારાઓ સિવાય બીજા પૂર્વ બણીના લખનારાઓ, જેવા કે આર્મીનીયન, ચીનાઇ, મુસલમાન, વીગેરે.

## (૧) અંદરની ગવાહી

### (ક) ગાથાની ગવાહી

પેગામ્બર જરથોસ્ત એક હેયાત પુરૂષ હતા, તે માટેની મજબુત માંહેલી ગવાહી એવણનું પોતાનું ગાથાનું લખાણ પુરી પાડે છે.

૧. પેહેલું તો પ્રોફેસર ગેલ્ડનર કહે છે તેમ, ગાથામાં એવણનું જે ચિત્ર આપણને મળે છે, તેમાં આપણે એવણને એક જીવતા જાગતા માણસ તરીકે જોઇએ છીએ. ઉમેદી અને નાઉમેદી, આકીન અને શક, મિત્રોની વફાદારી અને બીવફાઇ, એઓ વચ્ચે, એક આદમી તરીકે સચ્ચાઇ માટે લડતા આપણે એવણને જોઇએ છીએ. એક મોટી ઉંચ શક્તિનો માણસ પોતાનું નવું કામ આરંભવાને જે ઉલટ દેખાડે, અને તે ઉલટ વચ્ચે જે હાડમારી ભોગવે, તે ભોગવતા એવણને આપણે જોઇએ છીએ. એવણની જીંદગીમાં, એવણનાં બોલવામાં, આપણે એવું કાંઇ અકુદરતી જોતા નથી, કે જેથી શક લઇ જવાઇ શકાય, કે એક કલ્પિત જીંદગીને પાછલા લખનારાઓએ ખરૂં રૂપ આપ્યું હોય. ગાથામાં એવણ તવારીખના બીજા પુરૂષો (historical personages) જેવા એક ખરેખરા પુરૂષ દિસે છે. એવણની જીંદગીનાં ચિત્રમાં કાંઇ પણ અતિશયોકતી જેવું નથી. અહુરમજદ ઉપરનાં મક્કમ વિશ્વાસ સાથ એવણ એક માણસ તરીકે,—એક અસાધારણ ચંચલાઇ અને ડહાપણવાળા બશારત પામેલા માણસ તરીકે—પોતાની મુશ્કેલીઓ વચ્ચે લડે છે. આપણી "કેમ ના મજદા" ની બંદગીનો શરૂઆતનો ભાગ, જે યજશ્નેના ૪૬ માં હા (ફ. ૭) માંથી લીધો છે, તેમાં આપણે એવણનો અહુરમજદ ઉપરનો વિશ્વાસ જોઇએ છીએ.

જો એવણ એક કલ્પિત આદમી હતે, તો ગાથાના જે લખાણમાં આપણે એવણનું ચિત્ર જોઇએ છીએ, તેમાં એવણને કોઇ અ-કુદરતી અદભુત શક્તિના, હમેશ ફતેહમંદ

, બધાને હમેશા મહાત કરતા, અન-ઇતિહાસીક પુરૂષ જોતે. પણ નહિ, તેમ તો નથી. જેમ આપણુ હાલમાં મુશ્કેલીઓ વચ્ચે, ઉમેદ અને નાઉમેદીઓ વચ્ચે, સેવટની માટેની આશા અને નિરાશી વચ્ચે, દોલા ખાઇએ છિએ, એવણુને પણ એવણુની હાલતના સંબંધમાં આપણે મુજબ જોઇએ છિએ. એક માણુસ તરીકે જીંદગીની લડતા આપણે તેવણુને જોઇએ છિએ. ગાથામાં ા વિચારમાં, અને એવણુ માટે ઉપજતા વિચારોમાં, એવું કાંઇપણુ જોતા નથી કે જેને આપણે નહિ શકે તેવું, અથવા અદભુત કહીએ. સઘળું કુદરતી ારે ચોકકસ રીતે એવણુનાં પોતાના તરીકે ગણ્યુનાં ાથાનાં લખાણુની માંહેલી ગવાહી એવણુને તવારીખનાં યાત પુરૂષ તરીકે દેખાડે છે.

બીજું, ગાથામાં અને બીજા અવસ્તામાં જણુાવેલું ાર જરથોસ્તનું ખુદ નામ દેખાડે છે કે, તેવણુ એક નહિ પણુ હૈયાત પુરૂષ હતા. એવણુનાં નામના ાએ મતફેર છે. પણુ જેમ ઘણુાકો કબુલ રાખે છે ા નામનો અર્થ, " ઉંટ રાખનાર " તરીકે, ઊંટ સાથ રાખે છે. હવે જેમ હાલના જમાનામાં ઘણુાકોના ઓખર, તેઓના વેપાર ધંધા ઉપરથી પડે છે, વણુના જમાનામાં, ઘણુાકોનાં નામો ગાય, ઢોર, ઘોડા, ઉપરથી પાડવામાં આવતાં હતાં, કે જે ગાય ઢોરો તે ાની દોલત ગણુાતી હતી. પેગામ્બર જરથોસ્તના બાપ નાં નામો એમ " અસ્પ " એટલે ઘોડા ઉપરથી પડયાં એવણુનું નામ " ઉશ્ત્ર " એટલે ઉંટ ઉપરથી પડયું હતું.

એ નામ દેખાડે છે કે તે નામ તેવણુના બાપ બપાવાઓનાં નામની રૂઢી અને લઢણુ ઉપરથી પડેલું છે. એ એક ગવાહી છે કે તેવણુ એક હૈયાત પુરૂષ હતા અને નહિ કે કલ્પિત. જો તેવણુ કલ્પિત હતે, અને કોઈ પાછલા જમાનાના લખનારે તેવણુને એક હૈયાત પુરૂષ તરીકે નામ આપ્યું હતે, તો તે એમ, આગલા જમાનાની રૂઢી મુજબ, સાધરણુ નહિ, પણુ કલ્પિત અસાધારણુ નામ આપતે.[1]

## (ખ) ગાથા પછીનાં બીજાં લખાણો

ગાથા ઉપરાંતનાં બીજાં લખાણોમાં એવણુ માટેનું જે ચિત્ર મળે છે તે કદાચ કોઇને અતિશયોકિત ભર્યું દિસે. તેમાં એવણુને એક માણુસની પંકિત ઉપરથી એક યજદની, એક ફરેસ્તાની પંકિતએ ચહડાવ્યા છે. પણ એ વાજબી ભકિતભાવભર્યું લખાણ છે. તેમાં અકુદરતી જેવું કાંઇ નથી. એ દેખાડે છે કે એવણુની અસાધારણુ ભલી જીંદગી ઉપરથી એવણુ માટે વાજબી રીતે ઘણો ભલો વિચાર રાખવામાં આવ્યો હતો કે એવણુ પોતાનાં કામોથી યજદી યા ફરેસ્તાઇ દરજ્જે પુગા હતા. પાછલો જમાનો એવણુની ઉમદા શિખવણીથી ઉત્પન્ન થતો એવણુ માટેનો ચાહ અને ભકિતભાવ દેખાડે છે. હાલનો જમાનો પણુ એવો ભકિતભાવ તવારીખના કોઇ અદભુત શકિતના મહાન પુરૂષો માટે દેખાડે છે. પણુ એમ છતાં એવણુને એક આદમી તરીકે અવસ્તામાં

(૧) જુઓ "A Brief Sketch of the Zoroastrian Religion and Customs" by Ervad Sheriarji Dadabhoy Barucha, p. 3; Praf. Jackson's Zoroaster, p, 14

રજુ કીધા છે. દાખલા તરીકે, હોમ યશ્ત (હા. ૯) માં, જેમ બીજા પુરૂષો જન્મે તેમ માતાને પેટે જન્મેલા એવણુને જણાવ્યા છે.

## (૨) બાહેરની ગવાહી

### (ક) અવસ્તા સિવાયનું પેહેલવી પાજંદ ફારસી સાહિત્ય.

પેગામ્બર જરથોસ્ત એક હૈયાત મહાન પુરૂષ થઇ ગયા છે, તે માટેની અવસ્તા ઉપરાંતની અવસ્તા બાહારની ગવાહી આપણને પાછલાં પેહેલવી, પાજંદ, ફારસી સાહિત્ય ઉપરથી મળે છે.

પેહેલવી સાહિત્ય ઉપર નજર કરતાં પેહેલવી દીનકર્દ અને જાદસ્પરમનું પેહેલવી લખાણ આપણું ખાસ ધ્યાન ખેંચે છે. ઘણાક મહાન પેગામ્બરોના સંબંધમાં બને છે તેમ, એ પાછલાં પેહેલવી સાહિત્યએ કેઠે કેઠે પેગામ્બર જરથોસ્તનાં નામ અને કામ સાથ કોઇક મોજેજાઓ એવી રીતે જોડયા છે કે, કોઇક કદાચ કહે કે, તે એવણુને કોઇક અન-ઇતિહાસીક પુરૂષ તરીકે દેખાડે. ઘણાક ઇતિહાસીક પુરૂષોનાં નામ સાથ કોઇ મોજેજાઓ જોડાયા છે; તેથી તેઓ અન—ઇતિહાસીક ઠરતા નથી. પણ તેવી કોઇક બાબતો બાજુ મેલતા પણ એ પેહેલવી સાહિત્યમાં એવું ઘણું છે, કે જે એવણુને એક ઇતિહાસીક પુરૂષ દેખાડે છે. એવણુની જીંદગીના કોઇક સક્ષ આપણે એ પેહેલવી સાહિત્ય પ્રમાણે જોઇશું, જે આપણુને પેહેલા નજરેજ દેખાડે છે કે તેવણુ એક ઇતિહાસીક પુરૂષ હતા. દાખલા તરીકે, એવણુના મુલકમાં વરસાદની તંગીને લીધે એક

વખત જ્યારે ઘાસચારાની તાણ પડી ત્યારે તેવણે, એક પર્ગજુ માણસ તરીકે, બીજાઓની સાથે ભુખે મરતાં જાનવરોને ઘાસચારો પુરો પાડવાની કોશેશ કરી.

પેહેલવી સાહિત્યમાં એવણ બાબેનું મુખ્ય લખાણ આપણને દીનકર્દનાં પાંચમાં દફતરની[1] શરૂઆતમાં અને સાતમાં દફતરમાં[2] મળે છે. જાદસ્પરમનું લખાણ, મુખ્ય કરીને તેનાં લખાણનો ૨૦ )મો બાબ, તેવણને એક ઇતિહાસીક માણસ તરીકેની લાગણીઓ, મોરાદો, હોંસો અને આર્જુઓ ધરાવતા ચિતારે છે.[3] એમાં દીનકર્દનું લખાણ ગુમ થયલાં નુસ્કાઓમાનાં સ્પેન્ત અને ચીત્રદાદ નુસ્કાને આધારે લખાયલું છે.

આ મુખ્ય પેહેલવી પુસ્તકો ઉપરાંત એક હેયાત પુરૂષ તરીકેની એવણની જીંદગીના કોઇક એશારાઓ આપણને દીનકર્દનાં બીજાં દફતરોમાં,[4] પેહેલવી બુનદેહેશ,[5] શાયસ્ત લા શાયસ્ત,[6] માનુશચેહેરનાં પત્રો, મીનોખેરદ, શત્રોઇહા એ અઇરાન, અફ્દીઅ વ સહીગીઅ ગ્મે સીસ્તાન, જામાસ્પી, બહમન યસ્ત વિગેરેમાંથી મલે છે.

---

(૧) દસ્તુર પેશોતનની દીનકર્દ. વાલમ ૯) મું, પા. ૫૭૩થી ૫૮૦. West, S. B. E., Vol. XLVII pp. 119-130.

(૨) S. B. E., Vol. XLVII.

(૩) Ibid, pp. 151-154.

(૪) દફતર ૮, બાબ ૧૧. ૧૪; દફતર ૯, બાબ ૮, ૨૪, અને ૩૧. S. B. E., Vol. XXXVII.

(૫) બાબ ૨૦, ૨૪, ૩૨, S. B. E., Vol. V.

(૬) બાબ. ૧૦-૧૨. S. B. E. Vol. V.

પાજંદ પુસ્તકોમા કેટલાંક, જે પેહેલવી પુસ્તકોના તરજુમા સમાન છે, તે બાજુએ મેલતાં, આફ્રીનોમાં આપણે એવણુ માટે એક ઇતિહાસીક પુરૂષ તરીકેના એશારા જોઇએ છિએ. દાખલા તરીકે આફ્રીને રપિથ્વનમાં અર્દેશર બાબેગાન અને ખુસ્રુ કોબાદ (નોશેરવાન અદલ) જેવા મહાન પુરૂષો, જેઓ માટે યુનાની અને રોમન લખનારાઓ પણ બોલી જાય છે, તેઓ માફક એવણને યાદ કરવા લાયક મહાન પુરૂષોની સફમાં જોઇએ છિએ.

પાજંદ પેહેલવી પુસ્તકો પછી ફારસી પુસ્તકો ઉપર આવતાં આપણને સદદર, જરથોસ્તનામું, વિગેરે પુસ્તકોમાં પેગાંબર જરથોસ્તની કેટલીક હકીકત મળે છે, જે દેખાડે છે કે તેવણુ એક ઇતિહાસીક મહાન પુરૂષ હતા.

## (ખ) પારકા લખનારાઓ

બાહારની ગવાહીમાં આપણું પેહેલવી પાજંદ ફારસી સાહિત્ય લખનારાઓ પછી પારકા લખનારાઓ આપણું ધ્યાન ખેંચે છે. એ પારકા લખનારાઓના બે ભાગ થઇ શકે છે.

(૧) યુનાની, રોમન વિગેરે પશ્ચિમ ભણીના લખનારાઓ, જેઓ ક્લાસીકલ ગ્રંથકારો (Classical Writers) તરીકે જણાયા છે.

(૨) આર્મીનીઅન, ચીનાઇ, મુસલમાન વિગેરે પુર્વ ભણીના લખનારાઓ.

## (૧) પશ્ચિમભણીના પુરાણા લખનારાઓ.

પુરાણા જમાનાના પશ્ચિમ ભણીના લખનારાઓ, જેઓમાના કોઇક તો આપણા પોતાના પેહેલવી

પાજંદ ફારસી લખનારાઓ કરતાં પણ પુરાણા વખતના છે, તેઓ જરથોસ્ત એક મહાન પુરૂષ થઇ ગયા છે એમ જણાવી ગયા છે. કોઇક તો યુનાનના પીથેગોરસ જેવા જાણીતા પુરાણા ફિલસુફનાં શિક્ષણ અને કામને એવણનાં શિક્ષણ સાથે જોડે છે અને કહે છે કે પીથેગોરસ જરથોસ્તનો શાગેર્દ હતો. એમ પીથેગોરસ પેગામ્બર જરથોસ્તનો પોતાનો શાગેર્દ હતો કે નહિ તે સાબેત થયું નથી. તે છતાં કેટલાક પુરાણા લખનારાઓનું આ બાબેનું લખાણ દેખાડે છે કે, તેઓ જેમ પીથેગોરસને એક હૈયાત ઇતિહાસીક પુરૂષ માનતા, તેમ જરથોસ્તને પણ માનતા. આપણે એ પુરાણા યુનાની, રોમન, વિગેરે લખનારાઓમાંના કેટલાક જાણીતાઓનાં નામો અને લખાણોની અતરે ટુંક નોંધ લેઇશું કે જેઓ જરથોસ્તને એક હૈયાત પુરૂષ તરીકે ગણી ગયા છે.

(૧) લીડિયાનો ક્ષેન્થસ ( Xanthus of Lydia ) નામનો એક પુરાણો લખનાર ઇ. સ. પુર્વે આસરે ૪૮૦ વર્ષ પર થઇ ગયો છે. જરથોસ્ત બાબે સર્વ યુનાની લખનારાઓમાં તે પુરાણો લખનાર ગણાય છે. તે ઇ. સ. પૂર્વે ૪૬૫ થી ૪૨૫ સુધીમાં કેટલાંક પુસ્તકો લખી ગયો છે. તે હીરૉદોટસની થોડુંક આગમચ થઇ ગયો હતો. કહે છે કે હીરૉદોટસે ઇરાનીઓ બાબે કેટલુંક વર્ણન એનાં ઉપરથી લીધું હતું. તેનું સર્વ લખાણ બચી રહ્યું નથી, પણ તેનાં લખાણનાં કોઇક ફકરાઓ દમાસ્કસનો નીકોલોસ ( Nicolaus of Damascus ) નામનો લખનાર, જે ઇ. સ. પૂર્વે પેહેલી સદીમાં થઈ ગયો છે, તેણે પોતાનાં લખાણમાં

લીધા છે. ડાયોજીનીસ લેઆર્ટીઅસ ( Diogenes Laertius) નામનો લખનાર, જે ઇ. સ. ૨૧૦ ને આસરે થઇ ગયો છે, તે પણ એનાં લખાણના ફકરા ઉતારે છે. એ ક્ષેન્થસ્ પોતાનાં માજીકા ( Magika ), એટલે માજીઓને લગતી બાબતો, નામના પુસ્તકમાં જરથોસ્ત માટે એક હૈયાત તવારીખનાં પુરૂષ તરીકે બોલી ગયો હતો. તે જરથોસ્તનાં કેટલાંક વચનો ( logia or sayings ) માટે બોલી ગયો છે. ક્ષેન્થસે જણાવેલા જરથોસ્તનાં એ સખુનો યા વચનો તે અહુનવર ગાથા (હા ૩૧, ફ. ૧) નાં 'ઉત્રાર્તા...અગુસ્તા વચાઓ' એટલે 'શીખામણો અથવા નહિ સંભળાયલા સખુનો,' છે. મુવેલી લાશોને બાળવી નહિ જોઇએ, એવા ઇરાની રેવાજ વિષે બોલતાં, તે, તે ફરમાન જરથોસ્તે આપેલું જણાવે છે.[1]

(૨) ક્ષેન્થસ પછી બીજો જાણીતો યુનાની લખનાર, જે જરથોસ્ત માટે એશારો કરી ગયો છે, તે પ્લેટો છે. તે ઇ સ. પૂર્વે ૪૨૬ થી ૩૪૭ સુધીમાં થઇ ગયો છે. પોતાનાં એક લખાણમાં તે વિદ્વાન સોક્રેટીસને અને તેના ચેલા આલ્સીબાયડીસને કેટલીક બાબતો ઉપર વાદવિવાદ કરતા જણાવે છે. તેમાં સોક્રેટીસને મોહોડેથી અસલી ઇરાનીઓની કેળવણીની કેટલીક હકીકત જણાવતાં તે જરથોસ્તને માજીઓનો એલમ જાહેર પાડનાર જણાવે છે.[2] કોઇ લખનારાઓ કહે છે કે પ્લેટો પોતે ઇરાનના મુલકમાં ગયો હતો અને ત્યાંથી

---

(૧) " Zarathushtra in the Gathas and in the Classics" translated by Dastur Darab P. Sanjana p. 80.

(૨) First Alcibiades, 37. The Works of Plato by G. Burges ( 1861 ) Vol. IV, p. 344.

તેણે જરથોશ્ત અને તેના ઇરાનીઓની કોઇક હકીકત મેળવી હતી. કોઇ કહે છે કે ઇરાન અને યુનાન વચ્ચે ઉભી થયલી લડાઇને લીધે તે જતો જતો અટકી ગયો હતો.

(૩) યુદોક્ષસ (Eudoxus of Cnidus) નામનો યુનાની લખનાર, જે પ્લેટોના વખતમાં થઇ ગયો હતો, અને જેને ઇ. સ. પૂર્વે ૩૬૮ માં તેની જવાનીમાં આવેલો જણાવવામાં આવે છે, તે જરથોસ્તને એક ઇતિહાસીક પુરૂષ તરીકે થઇ ગયલો જણાવે છે. એ લખનાર પ્લેટોની માફક ઇરાનીઓનાં આકીન અને રેવાજોથી વાકેફ હતો. એ લખનારનું એ બાબેનું કોઇ જુદું પુસ્તક બચેલું નથી. પણ પ્લીની પોતાનાં એક પુસ્તકમાં[1] જરથોસ્ત માટે બોલતાં, એનો અને એરીસ્ટોટલનો હવાલો આવે છે.

(૪) એરીસ્ટોટલ નામનો જાણીતો યુનાની ફિલસુફ, જે સિકંદરનો ઉસ્તાદ થતો હતો, અને જે ઇ. સ. પૂર્વે ૩૮૪ થી ૩૨૨ સુધીમાં થઇ ગયો છે, તે એવણુ માટે એક હૈયાત પુરૂષ તરીકે બોલે છે.[2]

(૫) હેર્મોડોરસ (Hermodorus) નામનો લખનાર, જે પ્લેટોનો ચેલો હતો અને જે ઇ. પુર્વે ચોથી સદીમાં થઇ ગયો છે, તે પણ જરથોસ્ત માટે એક હૈયાત પુરૂષ તરીકે અને માજીઓનાં ધર્મના સ્થાપક તરીકે બોલી જાય છે. કહે છે કે પ્લેટો અને થીઓપોમ્પસની માફક તેણે માજીઓના ધર્મની વાકફી મેળવી હતી. આ બાબેનું એનું પોતાનું લખાણ

---

(1) Pliny's Natural History Bk. XXX, chap 2. Bostock and Riley's Translation, Vol. V, p 422

(૨) એજ પુસ્તક, બાબ અને સફો.

બચી રહ્યું નથી, પણ ડાયોજીનીસ લેઆર્ટીઅસ[1] નામનો લખનાર, જે ઇ. સ. ની ત્રીજી સદીની શરૂઆતમાં થઇ ગયો છે, તે એનાં એ બાબેનાં લખાણનો એશારો કરે છે.

(૬) ટેશીઅસ (Ctesias) નામનો લખનાર, જે એકીમીનીઅન વંશના ઇરાની પાદશાહ આર્ટાઝર્કસીસ નેમોન (Artâxerxes Mnemon) નો તબીબ હતો, અને જે ઇસ્વી સનેથી પૂર્વે ૫ મી સદીની સેવટે અને ૪ થી સદીની શરૂઆતમાં થઇ ગયો છે, તે એવણ માટે બોલી ગયો છે. તે એવણને દંતકથા મુજબનાં ઘણા પુરાણા જમાનામાં થઇ ગયલા જણાવે છે. રાણી સેમીરામીસ (Semiramis), જેણી ઇ. સ. પૂર્વે આસરે ૨૧૮૨ માં થઇ ગયલી ગણાય છે, તેણીના જમાનામાં તે એવણને મુકે છે અને તેણી સાથે તેવણને લડાઇ કરતા જણાવે છે. કોઇ લખનાર ટેશીઅસે જણાવેલા એ જરથોસ્તને કોઇ બીજો પુરૂષ ધારે છે.[2] ડાયોદોરસ સીકયુલસનાં પુસ્તકમાં એનાં જરથોસ્ત બાબેના એ લખાણનો એશારો જળવાઇ રહ્યા છે. દાયોદોરસની કોઇ નકલમાં જે નામ (Oxyartes) ઓક્ષીઆર્ટીસ છે,[3] તે કોઇક નકલમાં 'જરતુશ્ત' જેવું છે. જસ્ટીન અને બીજા પાછલા લખનારાઓએ ટેશીઅસને આધારે એ નામ 'જરોસ્ટર' ગણ્યું છે.

---

(૧) Zarathustra in the Gathas and in the Classics, translated by Dastur Darab P. Sanjana, p. 86; Jackson's Zoroaster pp. 6 n., 6, 90, 241.

(૨) જુઓ Prof. Wilhelm નું પુસતક "L' Expédition de Ninos et des Assyriens contre un roi de la Bactrie."

(૩) Histoire Universelle de Diodore de Sicile (Livre II, 6) traduit par Terrason. tome I, p. 174 (1780).

(૭) એરીટોક્ષેનસ (Aritoxenus) નામનો યુનાની ફિલસુફ, જે તેરન્ટમ (Tarentum) માં ઇ. સ. પૂર્વે ૩૧૦ માં થઇ ગયો છે, અને જે એરીસ્ટોટલનો ચેલો હતો, તે એવણુ માટે જરતસ (Zaratas) તરીકે બોલી જાય છે અને યુનાની ફિલસુફ પીથાગોરસ (Pythagoras) ને એવણુનો ચેલો જણાવે છે ૧

(૮) હૅર્મીપસ (Hermippus) નામનો સ્મીર્નાનો એક ફિલસુફ, જે ઇ. સ. પુર્વે ૨૦૦ વરસપર થઇ ગયો છે, તે એવણુને બેકટ્રીઅન એટલે બલ્ખના એક મોટા પુરૂષ તરીકે ઓલખી ગયો છે. તેના જણાવવા પ્રમાણે જરથોશ્તે ૨૦ લાખ કવિતા (ગાથા) ની સતરો લખી હતી. હેર્મીપસની એ હકીકત પ્લીની જણાવે છે અને વધુ કહે છે કે એ હેર્મીપસે જરથોશ્તનાં સર્વ લખાણનું તેણે સાંકળ્યું (Index) બનાવ્યું હતું.[૨]

ટ્રોગસ પોમ્પેઇઅસ (Trogus Pompeius) નામનો એક તવારીખનવેશ, જે ઇ. સ. પૂર્વે પેહેલી સદીમાં થઇ ગયો હતો, તે એવણુને માજી (મોબેદો)ના એલમ હુન-રનાં સ્થાપક તરીકે, બેકટ્રીઆના રાજા તરીકે, અને નાઇનસના હરીફ તરીકે કહી ગયો છે. એ તવારીખનવેશનાં

---

(૧) Zarathustra in the Gathas and in the Greek and Roman Classics, translated by Dastur Darab P. Sanjana, p. 68.

(૨) Pliny's Natural History, Bk. XXX, Chap. 2 Bostock and Riley's Translation, Vol. V. p. 422.

પોતાના પુસ્તકો નાશ પામ્યાં છે. પણ જસ્ટીન (Justin) નામનો લખનાર, જે આસરે ઇ. સ. ની ૨ જી સદીમાં થઇ ગયો છે, તેણે એનાં લખાણનો કેટલોક ભાગ પોતાના પુસ્તકમાં જાળવ્યો છે,[૧] અને તેમાં તેણે એવણ માટે તેને આધારે ઉપર મુજબ જણાવ્યું છે.

(૧૦) ડાયોડોરસ સીક્યુલસ (Diodorus Siculus) નામનો લખનાર, જે ઇ. સ. પૂર્વે પેહેલી સદીમાં થઈ ગયો છે,[૨] તે એવણ માટે જથ્રઓસ્તીસ (Zathraustes) એવે નામે, એક મશહુર કાયદા બાંધનાર (legislator) તરીકે બોલી ગયો છે.

(૧૧) કૉર્નેલીઅસ અલેક્ઝાંન્ડર પોલીહીસ્ટોર (Cornelius Alexander Polyhistor), જે ઇ. સ. પૂર્વે પેહેલી સદીમાં થઇ ગયો છે, તે એવણ માટે એક હૈયાત પુરૂષ તરીકે બોલી ગયો છે.

(૧૨) પ્લીની (Pliny the Elder) નામનો જાણીતો રોમન લખનાર, જે ઇ. સ. પછીની પેહેલી સદીમાં થઇ ગયો છે, તે એવણ માટે એક હૈયાત પુરૂષ તરીકે બોલી ગયો છે, એટલુંજ નહિ, પણ તે એવણની જીંદગીના કોઇક બનાવોનો એશારો વટીક કરી ગયોછે. દાખલા તરીકે, પેહેલવી દીનકર્દ અને ફારસી જરથોસ્તનામામાં જે કહે છે કે પેગામ્બર જરથોસ્ત પોતે જનમતાંને વાર હસ્યા હતા, તે માટે આ વિદ્વાન પણ

(૧) Histoire Universelle de Justin, Extraite de Trogue Pompée; traduite par L'Abbe Paule, (1805) Bk. I Chap. I. p. 19

(૨) "Histoire Universelle de Diodore de Sicile," par Terrason (1780) Tome I, p. 154, Bk. 1, sec. 11, 2

બોલી જાય છે.[1] વળી પ્લીની જરથોશ્તને કેટલાક ગ્રંથકર્તા-ઓમાંનો એક ગણે છે.[2] તેના કહેવા પ્રમાણે તેના જમાનામાં કોઇક કહેતા કે એકથી વધુ જરથોસ્ત નામના મહાન પુરૂષો થઇ ગયા છે, પણ તે બાબત નક્કી કરવામાં આવી હતી નહિ.[3] પ્લીની આગલ ચાલતાં જે 'માડીઆના જરથુસ્ત (Zaratus of Media) માટે બોલે છે, તે પેગામ્બર માટેજ દિસે છે.[4] પ્લીની જે બીજા જરથોસ્ત માટે બોલે છે તે જરથોસ્તને માટે તે કહે છે કે તે પાદશાહ જર્ક્સીસની થોડુંક આગમચ થઇ ગયો હતો.[5]

યુરોપની ઉત્તરે આવેલા સ્કેન્ડીનેવીઆ (નોર્વે અને સ્વીડન) ના મુલકમાં 'એડા' (Edda) નાં નામથી જે પુરાણું લખાણો જણાયાં છે, તેમાં પણ પ્લીનીએ જણાવેલો પેગામ્બર જરથોસ્તનો, જન્મતાંને વાર હસવાના બનાવ બાબેનો એશારો કરેલો છે.

(૧૩) પ્લુતાર્ક (Plutarch) નામનો જાણીતો યુનાની લખનાર, જે ઇ. સ. પછીની પહેલી સદીમાં થઇ ગયોછે, તે એવણ માટે એક ભણેલા ડાહ્યા પુરૂષ તરીકે બોલી ગયો છે, અને એવણને યુનાનના પુરાણા ફિલસુફ અને કાયદા

---

(૧) "We find it stated that Zoroaster was the only human being who ever laughed on the same day on which he was born" [ Pliny's Natural History, Bk. VII. Chap. 15 Bostock and Riley's Translation (1825) Vol. II p. 155 ]

(૨) Ibid, Bk. XVIII, chap. 90 Summary, Vol. IV p. 128.

(૩) Ibid, Bk. XXX Chap. 2 Vol. V, p 422.

(૪) Ibid.

(૫) Ibid, Vol. V, p. 424.

બાંધનાર લાઇકરગસ (Lycurgus) અને રોમના કાયદા બાંધનાર ન્યુમા (Numa) સાથે સરખાવી ગયો છે.

(૧૪) ડીઓ અથવા ડીઓ ક્રીસોસ્ટોમ (Dio or Dio (Chrysostom) નામનો લખનાર, જે. ઇ. સ. ની પેહેલી સદીમાં થઇ ગયો છે, તે કહી ગયો છે કે, કવિઓ હોમર અને હેસીઓડનાં કરતાં એવણે પોતાના ખુદા (Zeus) નાં સંબંધની કવિતા વધારે સરસ રીતે લખી હતી. તે કહેછે કે એવણે એક પાહાડનાં એકાંતવાસમાં ડહાપણ અને સચ્ચાઇ શોધવા કેટલોક વખત ગુજાર્યો હતો.

(૧૫) ડયોજીનીસ લેઅર્ટીઅસ (Diogenes Laertius), જે ઇ. સ. પછીની બીજી સદીમાં થઇ ગયો હતો, તે પણ એવણ માટે એક હૈયાત પુરૂષ તરીકે બોલી જાય છે.

(૧૬) જુલીઅસ સોલીનસ (C. Julius Solinus) નામનો લખનાર, જે ઇ. સ. ની ત્રીજી સદીની શરૂઆતમાં થઇ ગયો છે (જુઓ સ્મીથની ક્લાસીકલ દીક્ષનરી, ૧૨ મી આવૃત્તિ, પા. ૭૧૭) તે જરથોસ્ત માટે એક હૈયાત પુરૂષ તરીકે બોલી ગયો છે.[૧]

(૧૭) પોરફીરીઅસ (Porphyrius), જે ઇ. સ. ની ત્રીજી સદીની અધવચમાં થઇ ગયો છે, તે પીથેગોરસની જીંદગીના પોતાના હેવાલનાં પુસ્તકમાં એવણને જબ્રાટસ (Zabratas) નાં નામથી એક તવારીખના પુરૂષ ગણી પીથેગોરસનાં ચેલા જણાવે છે.[૨]

(૧) The Ante-Nicene Christian Library. Vol. VI, p II n. 75.

(૨) "Zarathushtra in the Gathas and in the Classics," Translated by Dastur Darab P. Sanjana p. 64

(૧૮) જસ્ટીન (Justin)[1] નામનો એક રોમન લખનાર, જે. ઇ. સ. ની ત્રીજી અને ચોથા સદીમાં થઇ ગયો છે, તે એવણુને એસીરીઆના રાજા નાઇનસ અને રાણી સેમીરામીસના વખતમાં બેકટ્રીઆના રાજા તરીકે જણાવી ગયો છે અને કહી ગયો છે કે તેવણુ એ નાઇનસના હાથે માર્યા ગયા હતા. આ રોમન લખનારે પોતાનાં પુસ્તકનો આધાર ટ્રોગસ પોમ્પેઇઅસ (Trogus Pompeius) નામનો એક આગલો લખનાર, જેનું પુસ્તક બચી રહ્યું નથી, તેના ઉપર રાખ્યો હતો.

(૧૯) એમીએનસ માર્સેલીનસ (Ammianus Marcellinus)[2] નામનો એક રોમન લખનાર, જે ઇ. સ. ની ચોથી સદીમાં થઇ ગયો છે, તે એવણુને બેકટ્રીઆના મુલકના ભણેલા પુરૂષ તરીકે અને કેલદીઅનોના એલમમાં પ્રવીન તરીકે જણાવી ગયો છે.

(૨૦) હાઇપોલાઇટસ (Hippolytus)[3] નામનો એક લખનાર, જે. ઇ. સ. ની ત્રીજી સદીમાં થઇ ગયો છે, તે

---

(૧) Histoire Universelle de Justin. Extraite de Trogue-Pompée, traduit par L'Abbé paulé (1805) Bk. I Chap. 1. p. 19.

(૨) "Ammien Marcellin, ou Les dishuit Livres deson Histoire," traduit en Français (1775), Tome II p. 292 Bk. XXIII Chap. 6.

(૩) The Ante-Nicene Christian Library, edited by Drs. Roberts and Donaldson, Vol. VI. "The Refuttion of all Heresies" by Hippolytus translated by Rev. Macmahon (1868) p. 34.

ડાયાદોરસ એરેટ્રીઅન (Diodorus the Eretrian) ને આધારે, એવણુને જરતસ (Zaratas) ને નામે કેલ્દીઆના એક ભણેલા ફિલસુફ જણાવે છે અને પીઠાગોરસને એવણુનો ચેલો જણાવે છે.

(૨૧) ક્લેમન્ટ ઓફ અલેકજાન્દ્રીયા (Clement of Alexandria) [૧] નામનો લખનાર જે ઇ. સ. ની બીજી ત્રીજી સદીમાં થઇ ગયો છે, તે એવણુને એક ઇરાની માજી તરીકે જણાવી ગયો છે. એ એસીરીઆના એક નજરતુશ (જરતુશ) માટે પણુ બોલે છે અને એક બીજા લખનારને આધારે પીઠાગોરસને એવણુનો ચેલો જણાવે છે. વળી તે કહે છે કે કોઇ એસીરીઅનનો એ જરતુશને એજેકીઅલ (Ezekiel) ધારે છે. એ એક બીજા જરથોસ્ત માટે પણુ બોલે છે. તે એ બીજા જરથોસ્ત માટે પેમફીલીઆના એક રેહવાસી (Pamphyllian) તરીકે અને આર્મીનીઅસ (Armenius) ના છોકરા તરીકે બોલે છે, અને તેનું નામ ઇરોસ (Eros) પણુ જણાવે છે.[૨]

(૨૨) એગેથીઅસ (Agathias), જે ઇ. સ. પછી ૫૩૬ થી ૫૮૨ સુધીમાં થઇ ગયો છે, તે એવણુ માટે એક નેક હૈયાત પુરૂષ તરીકે બોલી જાય છે.

આ કેટલાક જાણીતા પુરાણુા યુનાની અને રોમન

---

(૧) The Ante-Nicene Christian Library, Vol. IV. The Writings of Clement of Alexandria, translated by Rev. Wilson (1867) Vol. 1. p. 397. The Miscellanies, Bk. 1. Chap XV.

(૨) Ibid. The Writings of Clement of Alexandria. Vol. II, p. 282. The Miscellanies, Bk V, Chap. XIV.

લખનારાઓ છે. એ ઉપરાંત બીજા પણ કેટલાક થોડાક જાણીતા પુરાણા યુનાની અને રોમન લખનારાઓ પેગમ્બર જરથોસ્તને માટે એક હેયાત પુરૂષ તરીકે બોલી ગયા છે.

ઉપલા સર્વ યુનાની લખનારાઓ, જોકે તેઓમાંથી ઘણાકો, પેગમ્બર જરથોસ્તના મુલક અને જમાના બાબે અથવા તેવણની જીંદગીના કોઇક બનાવો બાબે, જુદા પડે છે તોપણ, પ્રોફેસર જેક્સન કહે છે તેમ,[1] એક ઇતિહાસીક પુરૂષ તરીકેની તેવણની હસ્તી બાબે એકમત છે.

## ( ૨ ) પુર્વ ભણીના પારકા લખનારાઓ

ઉપલા પશ્ચિમ બણીના ક્લાસીકલ લખનારાઓ પછી આપણે પૂર્વ ભણીના બીજા પારકા લખનારાઓ, જેવા કે ચીનાઇ, આર્મીનીઅન અને મુસલમાન લખનારાઓ ઉપર આવ્યે છિએ.

(ક) આર્મીનીઅન લખનારાઓમાં ખોરેનનો મોઝીસ ( Moses of Khorene ) નામનો લખનાર, જે ઇ. સ. પછીની પાંચમી સદીમાં થઇ ગયો છે, તે મુખ્ય છે. આ લખનાર એવણને એક જગ્યાએ માજી અને બાકટ્રીઆના રાજા કહે છે.[2] બીજી જગ્યાએ તે એવણને મીડ લોકોનાં

---

(૧) " All classical antiquity is agreed on the point that Zoroaster was a historical personage, even though his figure was somewhat indistinct in the eyes of the ancient authors " ( Zoroaster, the Prophet of Ancient Iran p. 6. )

(૨) " Zoroastrem Magum, Bactrianorum Regem" Bk. 1 Chap. VI. Mosis Chorenensis. Historiæ Armeniacæ ( 1736 ) p. 16.

સરદાર ગણે છે[1] અને કહે છે કે એસીરીઆની રાણી સેમીરામીસે એવણને એસીરીઆ અને નીનેવેના હાકેમ બનાવ્યા હતા.

પેગામ્બર જરથોસ્ત માટે એક હૈયાત પુરૂષ તરીકે બોલી જનારા બીજા આર્મીનીઅન લખનારાઓમાં નીચલા છે. એલીશીઅસ (Elisæus) અને એજનીક (Eznik), જેઓ ઇ. સ. ની ૫ મી સદીમાં થઇ ગયા છે, અને અર્જરૂની (Arzrouni), જે ઇ. સ. ની ૯ અને ૧૦ મી સદીમાં થઇ ગયો છે.

(ખ) ચીનાઇ લખનારાઓ[2] પણ પેગામ્બર જરથોસ્ત માટે એક હૈયાત પુરૂષ તરીકે, સુલીટશે (Sou-li- tche) એવે નામે બોલી ગયા છે. એક ચીનાઇ લખનાર જરથોસ્તી દીન માટે મોનીએન (Monienne) તરીકે જે શબ્દ વાપરે છે તે માજદયસ્ન શબ્દનું રૂપ દિસે છે.

(ગ) મુસલમાન લખનારાઓમાં તબરી, જે. ઇ. સ. ની ૯ મી સદીમાં થઇ ગયો છે, તે એવણને મીનોચેહેરની ઓલાદથી ઉતરેલા પુરૂષ તરીકે જણાવે છે. તે એવણ માટે જદુસ્તર તરીકે બોલે છે.[3]

---

(૧) "Medorum Principi" Ibid, Bk. I, Chap. XVI p. 47.

(૨) જુઓ. Journal Asiatique, Tome IX. IXe Série, p. 43. Xe Série p. 445; Zoroaster, the Prophet of Anciant Iran pp. 278-80. જુઓ મારો વિષય. "References to China in the Ancient Books of the Parsees (Asiatic Papers pp. 241-50; Journal B. B. R. A. Society Vol. XXI, pp. 525-36).

(3) Tabari, Par Zotenberg Tome, I, pp. 499-200.

(ધ) માસુદી, જે ઇ. સ. ની ૯ મી સદીની આખેરીએ અને ૧૦ મીની શરૂઆતમાં થઇ ગયો છે, તે એવણુ માટે એક હૈયાત પુરૂષ તરીકે બોલી એવણુના વડીલોની વંશાંવલી આપે છે. એ વંશાવલી, તેનાં નામોના બીગડેલાં રૂપો ઉપર ધ્યાન નહિ આપતાં, આપણે આફ્રીનગાનનાં ભણુતરમાં જેમ એવણુનાં વડીલોના નામ ભણ્યે છિએ તે મુજબ, બરાબર છે, સિવાએ આ કે આપણું ભણુતરમાં જે નામ 'અજમ' ના બાપનાં નામ તરીકે આપણે 'રજશ્ને' બોલ્યે છિએ, તે માસુદી 'એરજ' તરીકે આપે છે[1].

(ઙ) ફિરદોસી, જે ઇ. સ. ની ૧૦ મી સદીની સેવટે થઇ ગયો છે, અને જેણે ઇરાનની તવારીખને ઘણીક હદે સજીવન કરી છે, તે આપણા મહાન પેગામ્બર માટે એક તવારીખના હૈયાત પુરૂષ તરીકે ઘણા સ્તુતિના શબ્દોમાં બોલે છે. એનાં વર્ણન પ્રમાણે શાહ ગુસ્તાસ્પ અને અર્જાસ્પ વચ્ચેની લડાઇ, જેનું વર્ણન આપણે યાદગારે જરીરાન નામનાં પેહેલવી પુસ્તકમાં પણ જોઇએ છિએ, તે લડાઇ તુરાની અર્જાસ્પે આ પેગામ્બર સામે અને તેવણુની દીન સામે બરપા કરી હતી અને એ લડાઇમાં પેગામ્બર જરથોસ્ત માર્યા ગયા હતા.[2]

(ચ) ઇ. સ. ની બારમી સદીની શરૂઆતમાં લખાયલી 'મુઅજમઅલ તવારીખ' નામની તવારીખનો લખનાર, હમજા

---

(૧) Maçoudi, par Barbier de Meynard, Chap. XXI. Vol. II, p. 124. પેગામ્બર માટેના વધુ એશારાઓ માટે જુઓ પાના, ૧૬૭-૬૮; વોલ્યુમ III પા. ૩૪૦; IV પા. ૭૫ અને ૧૦૭.

(૨) Journal Asiatique (Fevrier 1841) Troisièm Sèrie. Tome XI, p. 147. Vide p. 151 for the Persian text.

દંતકહાનીને આધારે, એવણુ માટે જદ્દરત તરીકે બોલી જાય છે, અને જરથોસ્તી પુસ્તકોમાં ૧૨૦૦૦ વર્ષના હજારાઓની જે હકીકત જણાવેલી છે, તે હકીકત આપણા પેગામ્બરે જાહેર કરેલી જણાવે છે. આ લખનાર આદરબાદ મારેસ્પંદનાં નામ સાથ જોડાયલા કોઇ મોજેજાની પાછલી દંતકથા આપણા પેગામ્બરનાં નામ સાથે જોડી નાંખે છે.[1] તેવી કોઇક બાબતમાં દાખલ ન થતાં આપણે જોઇએ છિએ કે આ તવારીખનો લખનાર જરથોસ્તને એક હૈયાત થઇ ગયલા મહાન પુરૂષ ગણે છે.

(છ) ઓબઇદ અલ્લા યાકુત નામનો લખનાર, જે અસલમાં એક યાહુદી હતો પણ પાછલથી મુસલમાન થયો હતો, અને જે ઇ. સ. ૧૧૭૮ માં જનમ્યો હતો, તે પોતાનું મુઅજમ અલ બોલ્દાન નામનું પુસ્તક, જે એક શબ્દ કોષના રૂપમાં કેટલાક શેહેરોનું વર્ણન કરે છે, તેમાં કેટલાંક શેહેરોનાં વર્ણનમાં જરથોસ્ત માટે એક હૈયાત પુરૂષ તરીકે બોલે છે. તે ઉરૂમીઆ (અવસ્તાનાં ચએચસ્ત) નામના શેહેરને પેગામ્બરનું શેહેર જણાવે છે.[2] તે એ ઉરૂમીઆને આજરબએજાનનાં મુલકનાં શીજ નામનાં એક ભાગનો મુખ્ય લતો જણાવે છે અને કહે છે કે તે જરથોસ્તનો બાપીકો મુલક હતો.[3] એવણુને એક હૈયાત પુરૂષ ગણી, તે કોઇક શેહેરને એવણુની દીનના ફેલાવા સાથ જોડે છે. દાખલા તરીકે

(૧) Journal Asiatique (Fevrier 1841) Troisième Sèrie. Tome XI, p. 332.

(૨) Dictionnaire géographique, historique et littèraire de la Perse. Extrait de Modjem el-Bouldan de Yaqout, par Barbier de Meynard, p. 26

(૩) Ibid p. 367.

એક 'માહ દીનાર' નામનું શહેર છે. તે નેહાવન્દ શેહેરનું બીજું નામ છે. તે કહે છે કે તે દીનેવર નામના લત્તાનો ભાગ છે, જે લત્તાનું અસલ નામ "દીને જરથુસ્ત" હતું, કારણ કે ત્યાંના લોકોએ જરથોસ્તી દીન ખુશીથી જલદીથી કબુલી હતી. [૧] એ વિગેરે ઘણાંક શેહેરોનાં વર્ણનમાં તે શેહેરો સંબંધી કેટલીક હકીકતોને, જરથોસ્તને એક હૈયાત પુરૂષ ગણી, તેનાં નામ સાથે તે જોડે છે.

## એવણના જન્મ અને વસવાટનો મુલક

એવણનો જન્મ કયાં થયો હતો, તે બાબે અવસ્તા ઉપરથી ચોકસ માલુમ પડતું નથી. પુરાણા લખનારાઓમાં પણ જરથોસ્તની જન્મભૂમી બાબે મતફેર છે. કોઇ એવણનો મુલક પૂર્વ ઇરાન અથવા બેકટ્રીયા યા બલખમાં ગણે છે, તો કોઇ પશ્ચિમ ઇરાન અથવા મીડીઆમાં ગણે છે. વળી પશ્ચિમ ઇરાન અથવા મીડીઆમાં પણ બે જગ્યા એવણનાં જન્મભૂમીનું માન લેવા માગે છે.

પેહેલવી પુસ્તકો પ્રમાણે મીડીઆમાં આજરબએજાનના મુલકમાં એવણનો જન્મ થયો હતો. એજ પુસ્તક વળી મીડીઆમાં રગના મુલકને એવણની જન્મભૂમી ગણે છે. બુન્દેહેશમાં એવણનો જન્મ જે દરજ નદીને કિનારે જણાવ્યો છે, તે આજરબએજાનના મુલકમાં વહેતી દરેજ નદી છે, જે સવલાંન (અવસ્તાના ઉશીદરેન) પાહાડમાંથી વહે છે. વળી વંદીદાદ મુજબ પેગામ્બર જરથોસ્ત રગે શેહેરના હતા.

---

(૧) Dictionnaire géographique, historique et littéraire de la perse. Extrait de Modjem el-Bouldan de Yaqout, par Barbier de Meynard, p. 515.

મીડીઆની એ બે જગ્યા (રઘ અથવા રએ અને આજરબએ-જાનમાં દરેજ નદીનો કિનારો) જરથોસ્તનાં શેહેર તરીકે માન લેવા માગે છે, તેનો ખુલાસો, શારેસ્તાનીનાં પુસ્તકને આધારે, આ મળે છે કે, પેગામ્બર જરથોસ્તની જન્મ ભૂમી તો આજરબએજાનમાં હતી. એવણુનાં બાપ પોરૂશસ્પનું ઘર ત્યાં હતું. પણ એવણુનાં મા દોગદોનું શેહેર રએ હતું. તેથી એવણુને અવારનવાર એ બેઉ શેહેરના જણાવ્યા છે. વળી "શત્રો-ઇહા એ અઇરાંન" નામનું પેહેલવી પુસ્તક આમુઇ નામનાં શેહેરને જરથોસ્તનાં શેહેર તરીકે જણાવે છે. એ આમુઇ તે રએના મુલકની નજદીકમાં આવેલું આમુલ શેહેર છે. ત્યારે દિસે છે કે રએના પ્રગણામાં આવેલું આમુઇ શેહેર એવણુનાં માતાનું શેહેર હતું.

આ તપાસ મુજબ દિસે છે કે પેગામ્બર જરથોસ્તનાં માતાનું ગામ રએનાં પ્રગણામાં આમુઇ નામની જગ્યાએ હતું. તેવણુનાં બાપનું ઘર આજરબએજાનમાં હતું અને ત્યાં તેવણુનો જન્મ થયો હતો. ત્યાં તેવણુને દીનની બશારત થઇ હતી, અને ત્યાંથી તેવણુ પૂર્વ તરફ બલ્ખના મુલકમાં, જ્યાં ગુસ્તાસ્પ પાંદશાહની દરબાર હતી, ત્યાં પોતાની દીન ફેલાવવા ગયા હતા.

## જરથોશ્તનો સને

પેગામ્બર જરથોસ્ત ઘણા પુરાણા જમાનામાં થઇ ગયલા હોવાથી, તેવણુ કયા વખતમાં થઇ ગયા તે બરાબર ચોકસ કહેવાઇ શકાતું નથી. આપણાં પોતાનાં પારસી પુસ્તકો કરતાં પશ્ચિમ ભણીનાં કેટલાક યુનાની અને રોમન લખનારાઓ તેવણુનો જમાનો વધારે પુરાણો ગણે છે.

એ યુનાની અને રોમન વિગેરે પશ્ચિમ ભણીના લખનારાઓ પણ એવણુના જમાના બાબે ચોકકસ નથી. ટેશીઅસ (Ctesius) નામને યુનાની લખનાર, જે એકીમીનીઅનવંશના ઇરાની પાદશાહ અર્ટાજર્કસીસ નેમોન (Artaxerxes Mnemon) ને તબીબ હતો, અને જે ઇ. સ. ની પૂર્વે પાંચમી સદીની સેવટે અને ચોથીની શરૂઆતમાં થઇ ગયો છે, તે એવણુને ઘણા પુરાણા જમાનામાં થઈ ગયલા જણાવે છે. તે તેવણુને રાણી સેમીરામીસ, જેણી ઇ. સ. પૂર્વે ૨૨૦૦ વર્ષ પર થઇ ગઇ છે, ૧ તેણીના જમાનામાં થઇ ગયલા જણાવે છે. ટેશીઅસનાં લખાણોનું કોઇ જુદું પુસ્તક જળવાઇ રહેલું નથી. પણ દાયોડોરસ સીકયુલસ (Diodorus Siculus) નામનાં લખનારના પુસ્તકમાં ટેશીઅસનું જરથોસ્ત બાબેનું લખાણ જળવાઇ રહેલું છે. ૨

યુડોક્ષસ (Eudoxus) કહે છે કે તેવણ પ્લેટો, જે ઇ. સ. પૂર્વે ૪૨૯ થી ૩૪૭ સુધીમાં થઇ ગયો છે, તેની આગમચ ૬૦૦૦ વર્ષ પર થઇ ગયા છે. યુડોક્ષસની એ હકીકત પ્લીની ૩ પોતાના પુસ્તકમાં જણાવે છે.

---

(૧) જુઓ Prof. Wilhelm નો વિષય "L' Expedition de Ninos et dès Assyriens, contre un roi de Bactrie."

(૨) "Histoire Universelle de Diodore de Sicile" traduit par Terrasson, Bk. II, chap. VI. Tome I p. 174. ડાયોડોરસની કાઈ નકલોમાં એ નામ ઓક્ષીઆરટીસ (Oxyartes) તરીકે આપવામાં આવે છે, પણ બીજી નકલો એ નામ જરદસ્ત તરીકે આપે છે.

(૩) Pliny's Natural History Bk. XXX, chap. 2. Bostock and Riley's Translation, Vol. V, p. 422.

એરીસ્ટોટલ પણ એવણુને પ્લેટોની આગમચ ૬૦૦૦ વર્ષ પર થઇ ગયલા જણાવે છે. એરીસ્ટોટલનો એ વિચાર પણ પ્લીનીજ[1] જણાવે છે.

ક્ષેન્થસ એવણુને પાદશાહ જર્કસીસની ૬૦૦૦ વર્ષ આગમચ જણાવે છે.

હેર્મીપોસ,[2] હોમરે વર્ણવેલી ટ્રોજન લડાઇની ૫,૦૦૦, વર્ષ આગમચ તેવણુને થઇ ગયલા જણાવે છે. હવે હોમર, જેને ઇ. સ. પૂર્વે ૧,૦૦૦ થી ૧,૧૦૦ વર્ષ પર થઇ ગયલો ધારવામાં આવે છે, તેણે વર્ણવેલી ઉપલી લડાઇ ઇ. સ. પૂર્વે આસરે ૨,૦૦૦ વર્ષ પર થયલી ગણાયછે. તેથી જ્યારે એ અરસાની આગમચ ૫,૦૦૦, વર્ષ પર હેર્મીપોસ એવણુને જણાવે છે, ત્યારે તો તે જરથોસ્તનો જમાનો આસરે ઇ. સ. પૂર્વે ૭,૦૦૦ વર્ષપર એટલે આજથી આસરે ૯,૦૦૦ વર્ષપર મેલે છે.

ક્ષેન્થસ[3] એવણુને જર્કસીસ, જે ઇ. સ. પૂર્વે ૪૮૫ થી ૪૬૫ સુધીમાં ઇરાનમાં રાજ કરી ગયો છે, તેની ૬,૦૦૦ વર્ષ આગમચ, એટલે ઇ. સ. પૂર્વે ૬,૫૦૦ વર્ષ પર મેલે છે.

એરીસ્ટોક્ષેનસ ( Aristoxenus ) નામનો યુનાની ફિલસુફ એવણુને પીથેગોરસ (Pythagorus), જે ઇ. સ. પૂર્વે આસરે ૬ થી સદીમાં, પાદશાહ સાઇરસના વખતમાં, થઇ

---

(૧) Pliny's Natural History Bk. XXX, chap. 2 Bostock and Riley's Translation, Vol. V, p. 422

(૨) Idid

(૩) Idid.

ગયો હતો, તેનો ઉસ્તાદ ગણે છે. ત્યારે તે તેવણુનો જમાનો ઇ. સ. પૂર્વે આસરે ૬૦૦ વર્ષ પર મેલે છે[1]

હાઇપોલાઇટસ ( Hypolytus ) પણ એમ એવણુને પીથેગોરસના ઉસ્તાદ જણાવે છે અને તે મુજબ એવણુનો સને[2] ઇ. સ. પૂર્વ ૬૦૦ ગણે છે.

પોરફીરસ ( Porphyrus ) પણ એમજ જણાવે છે અને એજ સને આપે છે.[3]

એગેથીએસ કહી ગયો છે કે જરથોસ્ત ક્યારે થઇ ગયો તે ચોકકસ કહી શકાતું નથી, પણ ઇરાનીઓ તેને જે હીસ્ટાસ્પીસ નામના પાદશાહનાં રાજમાં થઇ ગયલો જણાવેછે, તે હીસ્ટાસપીસ, દારાયસ, કે જે ઇરાનપર ઇ. સ. પૂર્વે p૨૧ થી ૪૮૫ સુધીમાં રાજ્ય કરી ગયો હતો, તેનો બાપ, કે કોઇ બીજો હીસ્ટાસ્પીસ, તે ચોકકસ માલમ પડતું નથી. આપણે અવસ્તાને આધારે જાણ્યે છિએ કે હીસ્ટાસ્પીસ તે અવસ્તાનો વીસ્તાસ્પ, અને શાહનામાનો ગુસ્તાસ્પ છે, અને એ ગુસ્તાસ્પ, દારાયસ હીસ્ટાસ્પીસના બાપથી જુદો ધણી છે.

જુદા જુદા યુનાની લખનારાઓ એવણુનો જે સને આપી જાયછે, તેનો કોઠો નીચે મુજબ છે[4]:—

---

(૧) "Zarathushtra in the Gathas and in the Classics translated by Dastur Darab P. Sanjana, pp. 66-70

(૨) Ibid, p. 67.

(૩) Ibid, p. 68.

(૪) જુઓ પ્રો. જેક્સનનું પુસ્તક Zoroaster, the Prophet of Ancient Iran, pp. 226-273.

| ગ્રંથકારો | સને ઇ. સ. પૂર્વે |
|---|---|
| હેર્મીપસ | ૭૦૦૦ |
| યુદોક્ષસ | ૬૪૦૦ |
| એરીસ્ટોટલ | ૬૦૦૦ |
| પ્લીની | ૬૦૦૦ |
| પ્લુટાર્ક | ૭૦૦૦ |
| પ્લેટો | ૬૦૦૦ |
| ડાયોજીનીસ લેઆર્ટીસ | ૭૦૦૦ |
| ક્ષેન્થસ | ૬૦૦૦ |
| લેક્ટેનશીઅસ[1] | ૬૦૦૦ |
| સુઇડાસ | ૭૦૦૦ |
| જીઓર્જીઅસ સીન્સેલસ | ૬૦૦૦ |
| તેશીઅસ | ૨૨૦૦ |
| ડાયાડોરસ સીક્યુલસ | ૨૨૦૦ |
| સીફેલીઅન | ૨૨૦૦ |
| જસ્ટીન | ૨૨૦૦ |
| યુસેબીઅસ | ૨૨૦૦ |
| આર્નોબીઅસ[2] | ૨૨૦૦ |
| થેઓન | ૨૨૦૦ |
| પોલસ ઓરોશીઅસ | ૨૨૦૦ |
| સ્કેનડીનેવીઅન એડાનો લખનાર | ૨૨૦૦ |
| એરીસ્ટોક્ષેનસ | ૬૦૦ |
| હાઇપોલાઇટસ | ૬૦૭ |
| પોરફીરસ | ૬૦૦ |
| એગેથાએસ | ૫૨૫ |

(૧) Ante—Nicene Library, edited by Drs. Roberts and Donaldson. Vol. XXI Part 1. The works of Laetantuns, translated by Fletcher Vol. I. (1871) p. 45. The Divine Institutes Bk. VII. Chap. 15.

(૨) Ante—Nicene Christian Library, edited by Drs. Roberts and Donaldson. Vol. XIX. The Seven Books of Arnobius Adversus Gentes, translated by Bryce and Campbell (1871) p. 8.

આપણાં પોતાનાં પેહેલવી પુસ્તકો[1] એવણુનો જમાનો સિકંદરની આગમચ આસરે ૩૦૦ વર્ષ પર, એટલે ઇ. સ. પૂર્વે ૭૦૦ વર્ષ પર મેલે છે.

હાલમાં યુરોપીયન વિદ્વાનો, મોટે ભાગે, આપણાં પુસ્તકોએ જણાવેલો સને કબુલ રાખતા દિસે છે.

## જરથુસ્ત્ર નામનો અર્થ

એવણુનાં નામનો અર્થ જુદા જુદા વિદ્વાનો જુદો જુદો ઉઠાડે છે. બધા વિદ્વાનો એકમત છે કે એ નામ બે શબ્દોનું બનેલું છે, પણ તે બે શબ્દોને કેમ છુટા પાડવા તે બાબે મતફેર છે. એ બે શબ્દોને જુદી જુદી રીતે છુટા પાડવામાં આવે છે. જે વિદ્વાનો એકસરખી રીતે એ શબ્દોને છુટા પાડે છે, તેઓમાં પણ એ શબ્દોના અર્થ બાબે મતફેર છે. પણ હાલમાં મોટે ભાગે[2] એ નામનો જે અર્થ મુકરર કરવામાં આવ્યો છે, તે "બુઢા ઉંટોનો માલેક" છે. પણ એ નામનો અર્થ "પીલાં ઉંટોનો માલેક" લેવો દરૂસ્ત દિસે છે.

---

(૧) બુનદેહેશ, બાબ ૩૪, ફ ૭—૮, વીરાફનામું બાબ ૧, ફ ૨-૩; જાદસ્પરમ બાબ ૨૩ ફ ૧૧-૧૨ (S. B. E. Vol. XLVII p. 166); અલબીરૂની નામનો આરબ લખનાર પણ જરથોસ્તીઓના "હેરબદો અને મોબેદો" ને આધારે એ સને સિકંદરની આગમચ ૨૫૮ વર્ષનો આપે છે. (Albiruni's Chronology of Ancient Nations, translated by Sachau, p. 109). માસુદી પણ અલબીરૂની પ્રમાણેનોજ સને મોબેદો (અલ મજુસ) المجوس ને આધારે જણાવે છે (Maçoudi, par B. De Meynard. Vol. VI, p. 107 ).

(૨) હયુબશમાન, ગેલ્ડનર, બાર્થોલોમીએ અર્થ આપે છે. જુઓ પ્રો. જેકસનનું Zoroaster the Prophet of Ancient Iran, p. 14 and Appendix I.

## જરથોસ્તના ચેલાઓ

એવણુનાં કુટુંબીઓને નહિ ગણુતાં એવણુનો પેહેલવેહેલો ચેલો મેદ્યોમાહ હતો. તેની પછીના બીજા ચેલાઓમાં આપણે નીચલાં જાણીતાં નામો જોઇએ છિએઃ—

ફરશોસ્તર
જામાસ્પ
શાહ ગુસ્તાસ્પ
ગુસ્તાસ્પની બાયડી હુતોશી
શાહનો પિતા લોહરાસ્પ
શાહનો ભાઇ જરીર
શાહનો બેટો અસ્ફન્દયાર

## એવણુના વડવાઓ

અવસ્તા પ્રમાણે એવણુનું ખાનદાન 'સ્પીતમ'ના ખાનદાનને નામે જણાવલું હતું. એ સબબે એવણુને વારે ઘડીએ 'સ્પીતમ જરથુસ્ત્ર' કહ્યા છે. એવણુના વડવા સ્પીતમ ઉપરથી એ નામ એવણુના ખાનદાનને મળ્યું હતું. એવણુના વડવાઓના નામની સંપુર્ણ ટીપ અવસ્તામાં કહેં મળતી નથી. તેમાં કોઇ કોઇ નામો મળે છે. દીનકર્દ અને બુનદેહેશ (બાબ ૩૨) પ્રમાણે, અને એક નામના અપવાદ સિવાય મસુદી પ્રમાણે, એ વડવાઓનાં નામો એવણુથી ચઢતી પેહડીએ પાદશાહ મિનોચેહેર સુધી નીચે મુજબ છેઃ—

| | | |
|---|---|---|
| ૧ જરતુહસ્ત | ૬ ચખ્શનુશ | ૧૧ વીદસ્ત |
| ૨ પોરૂશસ્પ | ૭ પઇતરસ્પ | ૧૨ અયઝેમ |
| ૩ પેતેરસ્પ | ૮ હર્દસ્ન | ૧૩ રજન |
| ૪ ઉરવંદસ્પ | ૯ હર્દાર | ૧૪ દુરાસુબ |
| ૫ હએચદસ્પ | ૧૦ સ્પીતામ | ૧૫ માનુશચેહેર |

## એવણુના પિતા

એવણુનાં પિતાનું નામ પોરૂશસ્પ હતું, તે યજશ્નેનો નવમા હા[1] ઉપરથી માલમ પડે છે. આવાં યશ્તમાં[2] એવણુને 'પુથ્ર પોઉરૂશ્રસ્પહે' એટલે 'પોરૂશસ્પનાં' છોકરા કહ્યા છે. વંદીદાદ[3] માં પણુ એવણુનાં પિતાનું નામ પોરૂ-શસ્પ આપ્યું છે. એ નામનો અર્થ 'પુષકલ ઘોડાનો ધણી' એમ થાય છે. પોરૂશસ્પની ત્રણુ ચાર પહેડીનું નામ 'અસ્પ' એટલે ઘોડા ઉપરથી પડ્યું છે. તે જમાનામાં ગાય, ઘોડા, ઉંટ, વિગેરે માણુસની મુખ્ય દોલત ગણુાતી. એવણુના બાપનું ગામ આજરબએજાનના મુલકમાં ધારવામાં આવે છે. ત્યાં આવેલા જબાર નામના પાહાડમાંથી વહેતી દરેજ નદીને કાંઠે તેવણુનું ઘર આવેલું હતું.

## એવણુનાં માતા

એવણુનાં માતાનું નામ અવસ્તામાંથી મળતું નથી, પણુ બુનદેહેશ કહે છે કે એવણુનાં માતાનું નામ દુગદો હતું.[4] દીનકર્દ અને ફારસી જરથોસ્તનામું પણુ એ નામ જણુાવે છે. તેણી ફ્રહિમ્રવા નામનાં પુરૂષની બેટી હતી. પેહેલવી જરથોસ્તનામાંમાં કહે છે કે જરથોસ્તનાં મા દુગદોને જીશ્રાન (PWWO) કહેતા. એટલે 'જીશ'ના ખાનદાનની કહેતા. વંદીદાદ[3] માં જરથોસ્તને કહે-વામાં આવે છે કે 'તું પોરૂશસ્પનો જાવિશિ (કુટુંબની) માએને પેટનો છોકરો છે.' પેહેલવીનો જીશ તે અવસ્તાનો એ જાવીશ

---

(૧) હા. ૯. ક. ૧૩ (૨) આવાંયશ્ત ક. ૧૮ (૩) ફર્ગર્દ ૧૯. ક. ૬. (૪) અમીતરે જરતુહસ્ત દુગદોશમ બુદ. (બાબ ૩૨ ક. ૧૦)

છે. દોગદોનું પોતાનું મહીકુ રએ શહેરની નજદીક હતું. તે આમુઇ નામનાં ગામમાં હતું.

## એવણુનાં ધણીયાણી

અવસ્તા[1] ઉપરથી એવણુનાં ધણીયાણીનું નામ 'હવોવી' મલે છે. તેણી ફ્રશોસ્તર અને જામાસ્પ, જેઓ હવોવ ખાનદાનનાં હતા, તેઓના ખાનદાનથી ઉતરેલી હતી.

## એવણુના ભાઇઓ.

જાદસ્પરમની[2] કેતાબ મુજબ એવણુના ચાર ભાઇઓ હતા. બે એવણુથી વડા હતા. તેઓનાં નામ રતુશ્તર અને રન્ગુશ્તર હતાં. એવણુથી ઉતરતા બે ભાઇઓનાં નામ નોતરીગા અને નીવાતુશ હતાં.

## ફરજંદો.

એવણુને ત્રણ છોકરાઓ હતા. ઇસદવાસ્તર, ઉર્વતદનર અને ખોરશેદચેહેર (અવસ્તા હવરેચીથ). એવણુને ત્રણ છોકરીઓ, ફ્રેની, થ્રીતી અને પોરૂચીસ્તી નામે હતી. એવણુના છોકરા ઇસદવાસ્તરને ત્યાં ઉર્વતજ અથવા ઉરૂરવીજ નામનો છોકરો હતો.[3]

---

(૧) દીન યશ્ત, ફ્. ૧૫.

(૨) બાબ ૧૫, ફ્. ૫. (S. B. E. Vol. XLVII p 144) બુનદેહશ. બાબ ૩૧, ફ્. ૨ માં એ નામોમાંથી એક નામ જે વત્રીગાહ મલે છે (જુઓ, એ૦ તેહમુરસ દીનશા અંકલેસરીઆની મોટી બુનદેહેશ પા. ૨૩૫ લીટી ૩) તે ઉપલો નોટરીગા છે. ડા૦ વેસ્ટ એ શબ્દને "વલ દરગાહ" વાંચી સામન્ય નામ લીધું છે.

(૩) બુનદેહશ, બાબ ૩૨, ફ્. ૭. S. B. E. Vol. V. p. 143

## પેગામ્બર જરથોસ્તના વડીલોના નામની વંશાવલી.




## એવણુનો જન્મ અને બચ્ચગી

કહે છે કે જયારે સઘળાં બચ્ચાંઓ જન્મતાંને વાર રડેછે, ત્યારે પેગામ્બર જરથોસ્ત જન્મતાંને વાર હસ્યા હતા. આપણાં પારસી પુસ્તકો, તેમજ પ્લીની જેવો પુરાણો રોમન લખનાર પણ, એ બનાવ એક અજબ બનાવ તરીકે જણાવે છે. સ્કેનડીનેવીઅનોનાં "એડા" નામનાં પુરાણાં કવિતા રૂપી લખાણો પણ એ બાબત જણાવે છે. એવી અસાધારણ રીતે એક બાળક જન્મે તેથી કુદરતી રીતે આજુબાજુ અજાયબી ફેલાય. એવણુના મુલકનો હાકેમ, દુરાસરૂન, જે એક બુતપરસ્ત હતો, અને જે બુરો હતો, તે કુદરતી રીતે આવા એક અસાધારણ બનાવથી ચિંતાતુર થયો અને ધાર્યું કે "કદાચ ખુદાતાલાએ એમાં કાંઇ મને શિક્ષા કરવાને ભેદ રાખ્યો હશે. એ બાળક, જે અસાધારણ રીતે જન્મ્યું છે તે મોટું થઇ કદાચ મને સજા કરશે." એવી પોતાનાં અંતઃ-

કરણનાં ડંખથી ચિંતા રાખી તેણે બાળક જરથોસ્તને તેની બચગીમાંજ હેરાન કરવાની ઘણી કોશેશ કીધી. પણ અહુરમજદની મેહેરથી તે સઘળી નિષ્ફળ ગઇ.

વળી પ્લીની[1] કહે છે કે એ બાળકનાં ભેજા ઉપર હાથ મુકતાં તેમાં બીજાં બાળકો કરતાં અસાધારણ રીતે વધુ ધપકારો માલુમ પડતો. એ પણ એ બાળકનાં મોટપણનાં ડહાપણની નિશાની ગણાઇ. તેથી પણ, જો પેલો બુરો હાકેમ અંતઃકરણના ડંખથી ચિતાતુર થયો હોય, કે એ બાળક મોટો થઇ તેનો બુરો દોર તોડશે, તો તેમાં અજાયબ થવા જેવું નથી.

સાત વર્ષની ઉમ્મર તમામ થાય તે આગમચ પોઉરૂશસ્પે પોતાના બાળક બેટાને 'બુર્ઝીન કુરશ' નામના એક ભલા અને દાનાં ઉસ્તાદ આગળ શિખવા મુકયો. જુના વીલખનાર પ્લીની[2] હેર્મીપસને આધારે એ ઉસ્તાદનું નામ એગોનાસીસ (Agonaces) આપે છે. પ્લીનીનાં લખાણનો કોઇ તરજુમો કરનાર એ નામ એજોનાસીસ (Azonaces)[3] વાંચે છે.

---

(૧) "We find that Zoroaster was the only human being who ever laughed on the same day on which he was born. We hear too that his brain pulsated so strongly that it repelled the hand when laid upon it, a presage of his future wisdom". (Pliny's Natural History, Book VII, chap. 15 Bostock and Riley's translation (1855) Vol. II, p. 155).

(૨) Ibid. Bk. XXX. Chap 2 Vol. V p. 422.

(૩ "The Historie of the World, commonly called The Natural Historie of C. Plinius Secundus, translated by Philemon Holland. The second Tome (1601) p. 372 h.

## જવાની

કહેછે કે પંદર વર્ષની ઉમરે એવણુના બાપે એવણુને અને પોતાનાં બીજા બેટાઓને પોતાની માયાપુંજીમાંથી થોડોક હિસ્સો આપ્યો. પેગામ્બર જરથોસ્તે પોતાના બાપની માલમિલ-કતમાંથી કાંઇ નહિં પણ એક કમ્મરબંધ પસંદ કીધો અને તે કમ્મર પર બાંધ્યો અને એક મર્દાને મર્દ તરીકે પોતાની ફરજ બજાવીને આજુબાજુનાઓનું ભલું કરવાનો અને જ્યાં સંકટ હોય ત્યાંથી સંકટ ટાળવાનો ઠરાવ કીધો.

કહેછે કે એક વખતે તેવણુનાં મુલકમાં દુકાળ પડયો હતો અને તેથી ગાય ઢોરોને પુરતો ઘાસચારો મળતો ન હતો. તેવણુના બાપ, જોકે તવંગર નહિ, તોપણ, મધ્યમ વર્ગના હતા અને પાંચ પૈસે સુખી હતા. તેથી તેવણુને ત્યાં ઘાસચારો ઘણો ભરેલો હતો; તેમાંથી પેગામબરે જરથોસ્તે ઘાસચારો લઇ જઇ બીજાં ગાય ઢોરો, જેઓ તે વગર તરફડતાં, તેઓને ખવાડતા. એ દુકાળ વખતે તેવણુની ઉમર ૨૦ વર્ષની હતી. તે વખતે તેવણુના જાણવામાં આવ્યું કે "ઓરંતો દંગહૂ" નામનો શખ્સ દુકાળમાં પીડાતાં ગરીબોને પોતાને ત્યાં અનાજ રંધાવી ખાવાને આપે છે. તે સાંભળી તેવણુ તેને ત્યાં ગયા અને તેને તેનાં પુન્યનાં કામમાં મદદ કરવા લાગ્યા. તેવણુ પોતે ગયા એટલુંજ નહિ, પણ પોતા સાથે બીજાઓને પણ સમજાવીને આ ભલાં કામમાં મદદ કરવા લઇ ગયા.

વીસ વર્ષની ઉમરે, કહે છે કે, તેવણુ ઉશીદરેન (હાલના સેવીલન) પહાડ ઉપર એકાંતવાસમાં જઇ રહ્યા હતા અને ત્યાં એકાંત અભ્યાસ અને શાંત વિચારમાં દશ વર્ષ તેવણે કાહડયાં. એવણુના એકાંત અભ્યાસ અને ચિંતન

માટે યુનાની લખનાર પ્લીની પણ એશારો કરે છે. તે કહે છે કે તેઓ ૩૦ વર્ષ એમ એકાંતવાસમાં રહ્યા હતા અને ત્યાં પનીરનાં સાદા ખોરાક પર તેઓએ પોતાની જીંદગી ગુજારી હતી. એવણના ખોરાકવાળાં પનીરના પુષ્ટીકારક ગુણ માટે પ્લીની કહે છે કે તે એવી કોઇ ચોકસ રીતે બનાવવામાં આવતું કે તે ખાધાથી તેવણ ઉપર બુઢાપાએ જલદી હુમલો કર્યો નહિ.[૧]

એક પાહાડની ટોંચ, કે જ્યાંથી કુદરતનાં બુલંદ દેખાવો દેખાય, જ્યાંથી, એક હાથ ઉપર ઉચું આસ્માન અને તે ઉપર ફરતા સૂર્ય, ચંદ્ર અને અગણિત તારાઓ રોશન થતા અને બેમાલુમ થતા દેખાય, અને બીજા હાથ ઉપર, પગ નીચે પડેલી ધર્તી, પોતાનાં નદી અને નાળાં, મેદાનો અને ખીણો, શેહેરો અને જંગલો, ખેતી અને બિયાબાની સાથે દેખાય, ત્યાંથી આપણ જેવાં સાધારણ આદમીને કુદરતનો ચહડતી પંક્તિનો વિચાર આવે છે, કે જે વિચાર આપણને ડાહ્યા બનાવે છે અને આપણને કુદરત ઉપરથી કુદરતનાં ખાવિંદ ઉપર લઇ જાએ છે. ત્યારે, પેગામ્બર જરથોસ્ત જેવા બુલંદ શકિતના એક પુરૂષ, જેવણે એકાંતવાસના અભ્યાસમાં અને અહુરમજદની યાદ અને ચિંતનમાં વર્ષો ગુજારેલાં, તેવણને તે, અહુરમજદ સાથ ગોયા વાતચીતમાં, એક જાતના વેહવારમાં

(૧) Pliny's Natural History Book XI, chap 97 Bostock and Riley's translation, Vol. III, 85. પ્લીનીનો એક બીજો તરજુમો કરનાર એ એકાંત અભ્યાસની મુદત પ્લીનીની કોઈ બીજી આવૃત્તિ મુજબ, ૨૦ વર્ષની જણાવે છે (The Historie of the world commonly called, The Natural Historie of C. Plinius Secundus, translated by Philemon Holland (1601) p. 349 B.

મેલે; તો તેમાં અજબ થવા જેવું નથી. ખુદા શું છે અને તેની પેદાયશ તેને હાથ કેમ પેદા થાય. દુનિયામાં બદી કેમ દાખલ થય, વિગેરે સવાલો, જે તેવણુનાં મનમાં વારેઘડીએ આવ્યા કરતા હતા, તે સવાલોના તેવણે પોતે એ એકાંતવાસમાં જવાબો ધડયા અને પોતાના શક સુબેહ દૂર કર્યા. ઉસ્તવદ ગાથા (યજશ્ને હા ૪૪) માં પેગામ્બર જરથોસ્ત, "તત થ્વા પેરેસા એરેશ મોઇ વઓચા અહુરા", એટલે "ઓ અહુર! તુંને હું પુંછુંછું તે તું મને બરાબર (સમજ પડે તેમ) કહે," એવા શબ્દોથી અહુરમજદને કુદરતની પેદાયશ બાબે અને બીજી નીતિમાન બાબતો બાબે જે કેટલાક સવાલો પુછે છે, તે સવાલો આ બાબત સમજ પાડેછે.

## એવણે કરેલી મુસાફરી

પોતાની નવી દીન બીજાઓને શિખાડવા માટે એવણે લાંબી મુસાફરી કરી હતી. એ મુસાફરી બીજાઓને પોતાનું જ્ઞાન આપવા કાજે તેમજ બીજા મુલકોમાંથી જ્ઞાન મેલવવા કાજે પણ હોય. એવણે પોતાના મુલક આજરબએજાનથી નિકળી છેક સિસ્તાન સુધી મુસાફરી કરી હતી.[1] તેવણ બલ્ખ ખાતે શાહ ગુશ્તાસ્પની દરબારમાં ગયા હતા.

## દીન માટેની બશારત.

દશ વર્ષનાં શાંત અભ્યાસ પછી, અને ખુદાની યાદ કરવા સાથે તેની કરામતનો શાંત વિચાર કરવા પછી, તેવણુ પાહાડ ઉપરથી હેઠે ઉતર્યા. તેવણુને હવે ખુદ દાદારથી બશારત એટલે મનમાં ગેબી સુચના થય કે તેવણે હવે લોકોને ખરો માર્ગ દેખાડવા પોતાની દીન શિખવવી. કહે છે કે તેવણુને સાત અમેશાસ્પંદો સાથે

---

(૧) અજાએબ વ ગરાએબ એ સીસ્તાન ફ. ૯-૧૦.

જુદે જુદે સાત મરતબે પોતાનાં મન મારફતે મુલાકાત થઇ. એ સાતે અમેશાસ્પંદો તે દાદારની મીનોઇ જુદી જુદી શક્તિઓ છે. એ મુલાકાતનું પરિણામ અને તેની મતલબ આ સમજવાં, કે અહુરમજદનું જ્ઞાન, દાદારી એટલે સર્વ ચીજ પેદા કરનાર તરીકેની તેની શક્તિ અને દાવરી એટલે ઇનસાફ, એ સાતે શક્તિઓમાં કેવી રીતે સમાઇ છે, તે માટે તેવણે, જુદે જુદે મરતબે ખુદાઇ યાદમાં મશગુલ રહી, જ્ઞાન મેળવ્યું. તેવણને એવી પેહેલી મુલાકાત યા પેહેલી ખુદાઇ જ્ઞાનની બશારત વેહેદાઇતી નદીના કિનારા ઉપર, મેદયોજરેમ ગાહમ્બારના એક અવસર ઉપર, થઇ હતી. ત્યારે બહારની મોસમ ખીલેલી હતી. દાદાર અહુરમજદ સાથ એ મુલાકાતો ભલાં મન (વહુમન) મારફતે થઇ હતી. એ મુલાકાતમાં એવણને પુછવામાં આવ્યું કે "તારી સૌથી મોટી મોરાદ શું છે ? હેયાતીમાં તારી કોશેશ શું છે ?" ત્યારે તેવણે જણાવ્યું કે "તે દાદાર ફરમાવે તેમ પવિત્ર જીંદગીમાં અશોઇ અખત્યાર કરૂં."

અહુરમજદ અને તેના બીજા છ અમેશાસ્પંદોની મુલાકાત લઇ, તે દાદારની સર્વ શક્તિઓનું સંપુર્ણ જ્ઞાન મેલવીને પેગામ્બર પોતાની દીન, પોતાના નવા વિચારો દુનિયામાં બીજાઓને સમજાવવા તૈયાર થયા. જુના વિચારવાળાઓમાં પોતાના નવા વિચારો દાખલ કરવાનું કામ સહેલ ન હતું. તે જુના વિચારવાળાઓ ઘણીક રીતે, તેવણની સામે થવા લાગ્યા. તેઓ ઘણીક લાલચોથી તેવણને તેવણનાં કામથી દૂર રાખવાની કોશેશ કરવા લાગ્યા. પણ અહુરમજદ ઉપરનો વિશ્વાસ, કે તેણે સઘળું સારાં માટે સરજ્યું છે, તેથી, અને તે સાહેબ તરફથી જે હથિયાર રજુ કરવાને તેવણ શક્તિવાન થયા હતા તેથી, એટલે

અહુનવરના પવિત્ર કલામથી તેવણુ સામે થયા. તેવણુને નાસિપાસી અને નિરાશા વચ્ચે ઘણું કામ કરવું પડયું. દીન જાહેર કરવાની બશારત પછી છેક દશ વર્ષે તેવણુ પોતાના પિત્રાઇ મેદ્યોમાહને પોતાનો પેહેલો શાગેર્દ કરી શકયા. ત્યારપછી બે વર્ષની, એટલે દીનની બશારત પછી બાર વર્ષની લાંબી મુદતે, તેવણે શાહ ગુશ્તારપને પોતાનો ચેલો બનાવ્યો. દીન જાહેર થવા પછી પેહેલાં દશ વર્ષમાં, જ્યારે એકજ શાગેર્દ મળ્યો હતો, ત્યારે, જાણે જરાક નામોરાદી જેવું લાગ્યું. પણ હવે ખુદ પાદશાહને પોતાને શાગેર્દ કરવાથી ફતેહ નકકી થઇ હતી.

જરથોસ્તી દીનની સચ્ચાઇથી શાહ ગુશતારપ તેવણુની દીન તરફ ફર્યો. તેણે પોતાનાં ખુલ્લાં મનના વિચારથી એવણુની દીન કબુલ રાખી. શાહ ગુસ્તારપને દીન સમજાવવા આગમચ પેગામ્બરે તેની રાણી હુતોશને પોતાની દીન સમજાવી અને તેણીની ખાતરી કીધી. પછી તેણીની કુમકથી તેવણે પાદશાહને દીન સમજાવી અને તેની પાસે તે કબુલ કરાવી. દેશનાં રાણી અને રાજા પછી પાદશાહી કુટુંબનાં ઘણાકોએ જરથોસ્તી દીન કબુલ કીધી. તેઓમાં પાદશાહનો ભાઇ જરીર, બેટાઓ અસ્ફન્દયાર અને પેશોતન, વજીર જામારપ અને તેના ભેશી ફ્રશોસ્તર, વિગેરે હતા.

શાહ ગુસ્તારપે તેવણુની દીન કબુલ કીધી, તેને લીધે એ પાદશાહ અને તુરાની પાદશાહ અર્જાસ્પ વચ્ચે લડાઇ થઇ. અરજારપ દુંબએ વખત ઇરાન ઉપર હુમલો લાવ્યો. પેહેલી લડાઇમાં તે હાર્યો અને નાઠો. પછી થોડોક વખત રહી તે ફરીથી હુમલો લાવ્યો. એ બીજા હુમલામાં તે

હાર્યો અને એ વેળાએ પેગામ્બર જરથોસ્ત તેનાં એક સાથી તુરબરાતુરને હાથે માર્યા ગયા.

## એવણનું મરણ

ફિરદોસી શાહ અરજાસ્પના બીજા હુમલાનું વર્ણન કરતાં કહે છે કે જરથોસ્ત તે હુમલા વખતે માર્યા ગયા. પણ તે કહે છે કે "કોણને હાથે એવણનું મરણ નિપજ્યું, તે હું જાણતો નથી." પણ બીજાં પુસ્તકો ઉપરથી માલુમ પડે છે કે, તુરબરાતુર નામનાં દીન-દુશ્મનને હાથે તેવણનું મરણ નિપજ્યું હતું.[૧] આ તુરબરાતુરને દીનકર્દમાં[૨] બરાતુરૂત કહ્યો છે. એજ પુસ્તકમાં[૩] એને બૂરો ધર્મગુરૂ અને જરથોસ્તીઓની જાતનું મોત નિપજાવનાર કહ્યો છે. જાદસ્પરમનાં પુસ્તક[૪]માં જણાવવા પ્રમાણે એ તુરબરાતુર, ઉશીસ્તર ખાનદાનના પાંચ ભાઇઓ, જેઓ મિનોચેહેરની ઓલાદના હતા, અને જેઓ એવણના દુશ્મનો હતા, તેઓમાં ત્રીજો ભાઇ હતો, અને એવણનો મોટો દુશ્મન હતો.

## પેગામ્બર જરથોસ્તની મરણ વખતે ઉમ્મર

જાદસ્પરમના પુસ્તકમાં કહે છે કે "(દીન ફેલાવા પછીનાં) ૪૭ માં વર્ષમાં જરથોસ્ત હક થયા. તેવણ અર્દીબેહેસ્ત

(૧) બહમન યશ્ત, બાબ ૨ ફ. ૩; સદદર, બાબ ૯. ફ. ૫; દીનકર્દ દફતર ૮ બાબ ૩૫ ફ. ૧૩ (ડા. વેસ્ટ S. B. E. XXXVII, p. 111); દીનકર્દ, દફતર ૯, બાબ ૧૦ ફ. ૩ (S. B. E. XXXVII p. 185); દાદેસ્તાને દીની, બાબ ૭૨ ફ. ૮; દસ્તુર પેશોતનનું દસ્તુર જરથોસ્ત બેહેરામનું જરથોસ્તનામું પા. ૧૭૨.

(૨) દસ્તુર પેશોતનની દીનકર્દનું વાલમ ૧. પેહેલવી પા. ૨૩, તરજુમો પા. ૧૯.

(૩) વાલમ ૭, ગુજરાતી તરજુમો પા. ૪૪૮.

(૪) બાબ ૧૫, ફ. ૩. S. B.E. XLVII p. 143

મહિનો ને ખોર્શેદ રોજે ૭૭ વર્ષ અને ૪૦ દહાડાની ઉમ્મરનાં થયા. આઠ વહીજક મહીનાને લીધે, દેહ મહિનાને ખોર્શેદ રોજે તેવણુને માન લાયક ગણવા જોઇએ"[૧].

એક ફકરા પ્રમાણે ત્યારે પેગામ્બર જરથોશ્ત ૭૭ વર્ષ અને ૪૦ દહાડાની ઉમ્મરે હક થયા હતા. દસ્તુર જરથોસ્ત બેહરામના ફારસી જરથોસ્તનામાં[૨] માં પણ કહે છે કે તેવણુ ૭૭ વર્ષની ઉમરે હક થયા હતા અને તે વખતે ગુસ્તાસ્પના રાજ્યનાં ૬૮ વર્ષ પસાર થયાં હતાં. દીનકર્દનાં ૭માં દફતર[૩] પ્રમાણે પણુ એવણુની ઉમ્મર મરણુ વખતે ૭૭ વર્ષની હતી અને એવણુ પોતાની દીન જાહેર કરવા પછી ૪૭ મે વર્ષે હક થયા હતા. ઉપલા જાદસ્પરમનાં ફકરા પ્રમાણે પણુ એવણુ દીન જાહેર કરવા પછી ૪૭મે વર્ષે હક થયા હતા. માસુદી[૪] નામનો આરબ લખનાર, જે ઇ. સ. ૯૧૫માં થઇ ગયો છે, તે પણુ જણાવે છે કે તેવણુ ૭૭ વર્ષની ઉમ્મરે હક થયા હતા. જાદસ્પરમનાં પુસ્તકમાં એવણુનાં મરણુનાં બે દિવસો જણાવ્યા છે. તેની મતલબ આ કે તેવણનાં મરણુનો ખરો દિવસ તો અર્દીબેહેસ્ત મહિનો અને ખોર્શેદ રોજ હતો. પણુ દર ચાર વર્ષે વખતની કસરનો એક દાહડો વધવો જોઇએ, તેની ગણુત્રી અમલમાં ન લેવાથી એ લખનારના વખતમાં તેવણુના મરણુનો દિવસ દેહ મહિનો અને ખોર્શેદ રોજ થયો હતો.

---

(૧) જાદસ્પરમ, બા. ૨૩ ફ. ૯. S. B. E. XLVII p. 165

(૨) દસ્તુર પેશોતનનો "પેગમબર સાહેબ અશો જરથોસ્તના જનમારાનો એહવાલ", પા. ૧૭૧.

(૩) S. B. E. XLVII, p. 73. દફતર ૭ મું બાબ ૫. ફ. ૧.

(૪) Maçoudi par B. de Meynard Vol. II p. 127 Chap. XXI.

## જરથોસ્ત પેગામ્બરની જીંદગી ઉપરથી મળતા ધડા

જરથોસ્તની જીંદગીનો ઉપલો અહેવાલ આપણને નીચલા થોડાક વિચારો સુચવે છે.

### (૧) સારા ધારા

પેહેલો બોધજનક વિચાર આ છે કે પોતાનાં માત પિતા અને ઉસ્તાદ આગળની કેળવણી તમામ કરી, તેવણ ૨૦ વર્ષની ઉમરે એક પાહાડ ઉપર એકાંતવાસમાં રહ્યા હતા, અને ત્યાં ૧૦ વર્ષ સુધી શાંત મને અહુરમજદને યાદ કરી તેવણે અભ્યાસ અને શાંત વિચારમાં વખત ગુજાર્યો હતો. તેમ કરી, તે દાદારની બશારતથી આગળી દીનમાં સુધારો કરી એક સુધારક તરીકે પોતાની નવી દીન તેવણે જાહેર કરી હતી. તેવણ પછીના જમાનાએ એક અવાજે તેવણને એક પેહેલી પંક્તિના સુધારક ગણ્યા છે. પેહેલવી પુસ્તકોમાં એવણની જીંદગી બાબે જે એશારાઓ મળે છે તે ટાંકી અને તેનો એશારો કરી ડા૦ વેસ્ટ આ અનુમાન ઉપર આવે છે કે, પેગામ્બર જરથોસ્ત એક નવા ધર્મ સ્થાપક સાથે એક સુધારક હતા. તેવણે આગળા તરીકાઓમાં જે જે ભલું હતું, તે જાળવી રાખ્યું અને જે નવું ફાયદાકારક હતું તે ઉમેર્યું હતું. ડા૦ જેક્સન પણ પેગામ્બર જરથોસ્તને એક સુધારક જાહેર કરે છે.

આપણ સર્વ, આ સુધારા અને વધારાના જમાનામાં, રહીએ છિએ. વખતનું ચાક એક નાકેથી બીજે નાકે જમાના થયા ફીરતું આવ્યું છે. એક પ્રજા માટે એક

જમાનો સુધારા અને વધારાનો ગણાતો આવ્યો છે તો બીજે જમાનો તેથી ઉલટોજ ગણાયો છે. પણ કોઇબી રીતે જોતાં દિસે છે કે આ દુનિયા આગળ વધતી અને સુધરતી આવી છે. તે ફ્રશોકેરેતી એટલે તાજી યાને નવી હાલત તરફ આગલ વધતી આવી છે. તે હાલત ઉપજાવવાનું આપણુ સર્વનું કામ છે. 'સુધારો' એટલે 'સારો ધારો' અખત્યાર કરવો, એ આપણુ સર્વનો ધર્મ છે. એ આપણુ સર્વની ફરજ છે. તેમજ 'કુધારો' એટલે 'ખરાબ ધારો' ત્યાગ કરવો એ પણુ આપણુ સર્વનો ધર્મ છે, એ પણુ આપણુ સર્વની ફરજ છે. એ બન્ને આપણા પેગામ્બરે આપણુને સોંપેલાં, આપણુને દેખાડેલાં કામો છે. તેવણુ પોતે, જેમ એક અવાજે બોલાયું છે તેમ, એક પેહેલી પંકિતના સુધારક હતા. ત્યારે આપણુ, જેઓ સર્વ સુધારાના કહેવાતા જમાનામાં જીવ્યે છિએ, તેઓએ સુધારો અખત્યાર કરવા માટે હાલ શું કરવું જોઇએ? તે બાબે આપણે આપણાં એ મહાત્મા પેગામ્બરની, આપણા એ મોહટા સુધારકની જીંદગી ઉપરથી ધડો લેવો જોઇએ.

## સુધારો અથવા સારો ધારો એટલે શું ?

પેહેલાં તો આપણે સમજવું જોઇએ કે 'સુધારો' અથવા 'સારો ધારો' એટલે શું ? અથવા સુધારો અખત્યાર કરવો એટલે શું ? એ સવાલનો જો તમો તમારા પેગામ્બરનાં વિચારોની રૂઢીના શબ્દોમાં, તેની કારકીર્દિ ઉપરથી ઉપજતા વિચારોનાં શબ્દોમાં, જવાબ આપંવા માગતા હોવો તો, ડા. વેરટના ઉપલા શબ્દોમાં કહીએ તો, તે જવાબ આ છે કે "માણુસ જાતને માટે

જેબી કાંઇ ખુરૂં અથવા નુકસાનકારક હોય તે તજવું, અને માણુસ જાત માટે જેબી કાંઇ ભલું અને ફાયદાકારક હોય તે અખત્યાર કરવું, તે સુધારો છે." આ વ્યાખ્યામાં જે ખુરૂં અને ભલું તે બેઉ શારીરિક અને આત્મિક ( Physical and Spiritual ) સમજવું. જરથોસ્તે શિખવેલી દીનનાં ફર્માનોની અને તે ફર્માનોને આધારે રચાયલા રિવાજો અને રીતભાતોની ખરી તપાસ યા કસોટી તમારે કરવી હોય તો તે પેગામ્બર જરથોસ્તે શિખવેલા એ મૂળ કાયદા પ્રમાણે કરવી.

## ( ૨ ) જીંદગીમાં સુખ અને દુ:ખ ભેળાયલું છે.

પેગામ્બર જરથોસ્તની જીંદગીની હકીકત ઉપરથી આપણુને બીજો અગત્યનો વિચાર આવે છે તે આ છે કે, તેવણુના જેવા તે દાદારના પસંદ કરેલા પેહેલી પંક્તિનાં માણુસ માટે પણુ આ દુનિયાની જીંદગી કાંઇ ગુલાબનું બિછાનું ન હતી. તમારા વિચાર પ્રમાણે પેગામ્બર જરથોસ્તનાં કરતાં કોઇ માણુસ આ દુનિયામાં મોટો થયો છે? જ્યારે તેવણુનાં જન્મથી કુલ જગત હરખી થઇ હતી ત્યારે અલબત્તે તેવણુ મોટામાં મોટા માણુસ હોવા જોઇએ. આપણે તો આપણા ધર્મ તરફની જાનફેશાની માટે એમ કહીએ છિએ, પણુ રોશન છે, કે જુદા જુદા દેશોના અને જુદા જુદા જમાનાના વિદ્વાનો, અને વળી હાલના જમાનાના મોટા વિદ્વાનો પણુ, પેગામ્બર જરથોસ્તને એક મોટા ફિલસુફ અને સર્વ બાબતોના ઉંડાણુથી વિચાર કરનાર એક મહાન પુરૂષ ગણે છે. ત્યારે એવા ખુદ દાદારે અને વળી દુનિયાએ પસંદ કરેલા મહાન પુરૂષની જીંદગી કેવી નિવડી હતી? શું તે, જેને સાધારણુ રીતે માણુસો આસાન અથવા સુખી કહે

છે તેવી ગુજરી હતી ? ના. તેથી, તદ્દન ઉલટું, તે જીંદગી ચિંતા અને ફિકરની, મેહેનત અને રંજની, દુશ્મનાઇ અને હરિફાઇની, અદેખાઇ અને ઇર્ષાની ગુજરી હતી. ટુંકમાં તે હાડમારી અને જુમબેશની ગુજરી હતી. સાત વર્ષની ઉમરે પોતાનો અભ્યાસ શરૂ કરી, તેવણ ૨૦ વર્ષની ઉમરે એક પાહાડમાં એકાંતવાસી થયા હતા. ૧૦ વર્ષ ત્યાં અભ્યાસ કરી અને શાંતપણે વિચાર કરી, ખુદ દાદારથી બશારત મેળવી તેવણ પાહાડી એકાંતવાસમાંથી પાછા વસ્તીવાળા મુલકમાં આવ્યા હતા અને પોતાના એકાંતવાસના અભ્યાસનાં પરિણામ તરીકે પોતાની દીન લોકોને શિખાડવા લાગ્યા હતા. તેનું પરિણામ શું શરૂઆતમાંજ ફતેહમંદ આવ્યું હતું ? ના. પહાડ પરથી નીચે આવ્યા પછી ત્રણ વર્ષે, જ્યારે તેવણે કરપ નામના પોતાનાં ખેશી કુંટુંબ આગળ અને તેઓમાંના અઉર્વઇતીદંગ નામના શખ્સ આગળ દીન સમજાવવા માંડી ત્યારે તે કોશેશ નિષ્ફળ ગઇ. પાહાડપરથી ઉતર્યા પછી છેક દશમે વર્ષે તેવણ મેદયોમાહને પોતાનો પેહેલો શાગેર્દ બનાવી શકયા એટલે દશ વર્ષની મેહેનતે ફકત એકજ નામીચા ધણીને માજદયસ્ની જરથોસ્તી બનાવી શકયા. "મજદયસ્નો અહ્મી મજદયસ્નો જરથુસ્ત્રિશ" એટલે "હું માજદયસ્નાન છું, હું જરથોસ્તી માજદયસ્નાન છું," એવા દીનના એકરારના સુખન ફકત એકજ જન અને તે પોતાના ખેશી મેદયોમાહ પાસ તેવણ બોલાવી શકયા હતા. ત્યાર પછી છેક બે વર્ષે, એટલે પહાડના એકાંતવાસમાંથી દીન ફેલાવવાના હેતુથી નીચે ઉતરી દીન જાહેર કરવા પછી છેક બારમે વર્ષે, તેવણ શાહ ગુસ્તાસ્પને પોતાનો ચેલો બનાવી શકયા હતા. તેવણ એ શાહને જરથોસ્તી બનાવી શકયા, તે તેવણની

મોટી ફતેહ હતી. પણ તે આગમચ તેવણુને કેટલી હાડમારી ખમવી પડી હતી? તેવણુ સામે દુશ્મનો ઉભા થયા હતા. તે દુશ્મનોએ તેવણુ ઉપર તરેહવાર આળો મુકયાં હતાં. તેવણુની અને તેવણુની દીનની દુશ્મની ખાતર અરજાસ્પ જેવો પાદશાહ ગુશતાસ્પ સાંમે જંગ લાગ્યો હતો. એ સઘળાંની જેહમત અને રંજ, ચિંતા અને ફિકર, હાડમારી અને હેજગારી, કાંઈ થોડી નહિ હતી. ત્યારે આપણા પેગામ્બરની જીંદગી કાંઇ એશ અને આરામ, રાહત અને આસાની ભરી ન હતી. પણ ફિકર અને ચિંતા, રંજ અને જેહમત ભરી હતી. પણ તે સર્વનું સેવટ શું કેહવાય? તે ફતેહમંદ કહેવાય. એ સઘળું છતાં તેવણુની જીંદગી સેવટે ફતેહમંદ નિવડી હતી. સઘળાંનું સારૂં સેવટ આવ્યું. તેવણુના જમાનાએ તેવણુનાં કામની પિછાન બરાબર ન કરી, તો તેવણુની પછીના જમાનાઓએ, અને તેમાં આજના જમાનાએ વટીક તેવણુની પિછાણુ બરાબર કીધી છે.

એવણુ સાહેબની જીંદગીનો આ સફો ત્યારે આપણુને શું શિખાડે છે? તે આ શિખાડે છે, કે આ દુનિયા, જ્યારે તેવણુના જેવા અહુરમજદ અને માણુસોથી પસંદ પામેલા પેગામ્બર માટે, "ગુલાબનાં બિછાનાં" જેવી ન હતી, તો આપણુ સાધારણુ બંદાઓ માટે કેમ હોય? આપણે આપણું કામ કરવા માટે, ફરજ બજાવવા માટે, હંમેશ સુખનો વિચાર કરવાનો નથી. જીંદગીમાં સુખ સાથે દુઃખ તો ભેળાયલું છે. સુખ મેળવવા માટે દુઃખ વેઠવુંજ જોઇએ. દીમીટરના આ શબ્દો છે કે "જે માણુસે દુઃખ જોયું નહિ હોય તેનાં કરતાં વધારે અ-સુખી કેઇ નહિ."

જીંદગીમાં સુખ સાથે દુઃખ તો ભોગવવાનુંજ છે. આખી જીંદગી સુખી હોય તો સુખ તરીકે સુખની પિછાન ન થાય યા તેની મજાહ ન મળે. દુઃખ અથવા જંજાળ સાથેની સરખામણીમાંજ, સુખ, સુખ તરીકે વાહલું લાગે છે. જાહેર જીંદગીમાં પડેલા માણુસ માટે ખરૂં સુખ શામાં છે? તે બાબે આ જવાબ અગત્યનો છે કે "દેખઇતી દુશ્મનાઇ તળેથી દિલસોજી અને સંબંધ શોધી કાહડવામાં, કુસંપની વચ્ચેથી સંપ અથવા મળતાપણું ઉત્પન્ન કરવામાં અને સંપૂર્ણ અવ્યવસ્થામાંથી વ્યવસ્થા ઉત્પન્ન કરવામાં સુખ સમાયલું છે."

## (૩) ખરૂં સુખ ફરજ બજાવવામાં છે.

પેગામ્બર જરથોસ્તની જીંદગી આપણુને જે ત્રીજો વિચાર સુચવે છે તે આ છે, કે ખરૂં સુખ ફરજ બજાવવામાં અને તે ફરજ બજાવવામાં ગમે તેવી મુસ્કેલીઓ આવી પડે તે મુસ્કેલીઓનું દુઃખ ખમવામાં છે. તે મુસ્કેલીઓ અને દુઃખો ખમતાં જોખમમાં જવું પડે તો તેની કાંઇ બિસાત નહિ ગણુવી જોઇએ. પેગામ્બર જરથોસ્તનો અથવા તેવણુની દીનનો નીતિજનક સંકેટનો શબ્દ (watchword), ડા૦ જેક્સન કહે છે તેમ, "અષેમ વોહૂ વહિસ્તેમ અસ્તી" એટલે "અશોઇ સર્વથી સરસ ન્યામત છે," એ ફકરો છે. તેવણુનાં ફર્માનોમાં મોટામાં મોટું ફર્માન આ છે કે "જુઠાંને ધિક્કારવું અને સાચ્ચું અખત્યાર કરવું." એ ફર્માન પાળવું, એ આપણુ સર્વની ફરજ છે.

ડા૦ જેકસન કહે છે તેમ "અસલી ઇરાનીઓનાં ધર્મના મુળ તરીકે ગણાતાં નીતિમાન ફર્માનોમાં એ

સરંશી મુાગ પાયા તરીકેનું ફર્માન હતું." પેગામ્બર જરથોસ્ત, પોતે શિખવેલો એ નિયમ ધ્યાનમાં રાખી, તે ઉપર અમલ કરી, પોતાની જીંદગીમાં ફરજ બજાવી સુખ શોધતા. પોતાની ભલી દીન ફેલાવવામાં એવણને ઘણી દુશ્મનાઇ મળતી, પણ એવણ સાહેબ ધીરજથી પોતાના દુશ્મનો વટીકને પોતાનાં વિચારો સમજાવવામાં સબુરી અને ધીરજ વાપરતા અને તેઓને હરીફ બનાવવાને બદલે પોતાનાં કામ તરફ દિલસોજ બનાવવાને કોશેશ કરતા. પોતાના મુલકમાં ધર્મ અને નીતિ સંબંધી ઘણું અચોકસ-પણું અને ગેરવ્યવસ્થા જોઇ, તેવણે તેમાંથી હિમ્મતથી ચોકસ-પણું અને વ્યવસ્થા ઉત્પન્ન કરવાની ફરજ જોઇ, અને તે ફરજ બજાવવામાં તેવણે પોતાનું સુખ જોયું. પોતાની દીનવાળાઓને જે એકરાર કરવાને તેવણે શિખવેલું-કે તેઓએ જાંન જાય તોપણ ("નોઇત અરેતો, નોઇત ઉશ્તાનહે ચીન્માનિ" એટલે "નહિ શરીરના કે નહિ જાનના પ્યાર ખાતર પણ") ખોટું કરવું નહિ—તે તેવણે પોતે પોતાના દાખલાથી ખરૂં પાડયું હતું. તેવણે પોતાનાં આકીન માટે, પોતાના વિચારને વળગી રહેવા માટે પોતાનો જાન પણ ખોયો હતો. આપણે જોયું તેમ, તેવણ કોઇ કુદરતી મોતે મરણ પામ્યા હતા નહિ, પણ એક દિન દુશ્મન, જે તેવણ સાથે તેવણની નવી દીનને લીધે દુશ્મની ધરાવતો હતો, તેના હાથે માર્યા ગયા હતા.

## (૪) ભલાં કામમાં ઉલટ

જરથોસ્ત સાહેબની જીંદગીની હકીકત ઉપરથી આપણને ચોથો કીમતી ધડો આ મળે છે, કે એક ભલાં કામને

હાથ ધરવું તો તેનાં સેવટ માટે ઘણું ચિંતાતુર નહિ બનવું. તે ફતેહમંદ ઉતરશે કે નહિ, તે બાબે વિચાર કરવા ઘણું ચિંતાતુર નહિં બનવું. તે ફતેહમંદ ઉતરશે કે નહિ તે બાબે વિચાર કરવા ઘણું ખોટી થવું નહિ. અલબતે કોઇ કામ ભલું છે કે નહિ તે બાબે આપણુને શક હોય તો એક મુકીને એક હજાર વખત ખોટી થવું અને તે ઉપર વિચાર કરવો. પણ જો એક કામ આપણુને વાજબી અને આજુબાજુનાઓનાં ભલાં માટે અગત્યનું લાગે તો તેમાં આપણુને ફતેહ મલશે કે નહિ તે બાબેના વિચારોએ આપણુને તે કામ હાથ ધરવાથી અથવા હાર પાડવાથી અટકાવવા નહિ જોઇએ. તે કામ આપણે હાથે પાર પડે નહિ તો ફીકર નહિ, તે કોઇને હાથ પાર પડશે. તે માટે કાંઇ નહિ તો કોશેશ કરવી. કેટલાક દાનાવો આપણુને સમજાવે છે તેમ, કાંઇ નહિ તો ભલો વિચાર વટીક પોતાનો છાપ આજુબાજુ પાંથરી રાખે છે. એક ભલો વિચાર અમલમાં નહિ આવે તોપણ તેની અસર આજુબાજુ જાણે તર્યા કરે છે અને તે વિચાર અમલમાં તુરત નહિ મુકાય તોપણ તેની સુગંધ તો આજુબાજુ ફેલાયવી રહે છે. જયારે ફકત વિચારના સંબંધમાં એમ છે ત્યારે કામના સંબંધમાં તો એ ઘણી હદે ખરૂં છે. જો આપણુને એક કામ ભલું દિસે તો તેનું પરીણામ આપણે હાથે અથવા આપણા વખતમાં ફતેહમંદ આવશે કે નહિ, તે માટે વિચાર કરવા ઘણું ખોટી થવું નહિ. પેગામ્બર જરથોસ્તે જે દીન જાહેર કરી હતી તેનું પરિણામ, જેટલું તેવણની જીંદગીના વખતમાં ભલું આવ્યું, તેના કરતાં તેવણ પછી વધારે આવ્યું. તેવણની દીનનો ફેલાવો તેવણ પછી વધારે

થયો. માટે એક કામ જો ભલું દિસે અને તે માટે જો આપણી ખાતરી થાય તો તે બેલાશક હાથ ધરવું. તેમાં નિષ્ફળતા મળે તો ફિકર નહિ. તે નિષ્ફળતા ભવિષ્યની કોઇ ફતેહ માટે માર્ગ ખુલ્લો કરશે. તે કામ કરવું તો તે ખરી કાળજી અને ઉમંગથી કરવું. જાણે તેની ફતેહનો સઘળો આધાર આપણા એકલાની ઉપરજ હોય તેમ ઉમંગથી કરવું. એક દાનાવ શિખામણ દેછે તેમ, એક કામ હાથ ધરવું ત્યારે ખુદા તે પાર પાડે એવી દુવા ઉપરજ ફકત આધાર રાખી ઠંડે દિલે અને અર્ધે મને નહિ કરવું. પણ ગરમ અને તાજા દિલે અને સંપૂર્ણ મને કરવું. તે દાનાવ કહે છે તેમ, જાણે ખુદા નહિ હોય અને તે કામનો સઘળો આધાર આપણા ઉપરજ હોય તેમ ધારી હિમ્મત અને ઉલટ, રંજ અને જેહમતથી તે કામ હાથ ધરવું. તે કામનો દડો ગબડનો કરી, તે તમામ કરી, પછી તેનાં પરિણામ માટે, તેની ફતેહ માટે, અહુરમજદ ઉપર, અહુરમજદના કાયદાઓ ઉપર વિશ્વાસ રાખવો અને ધારવું કે "આપણ તો બિસાત વિનાના છિએ અને તે કામની ફતેહનો સઘળો આધાર તે સાહેબ ઉપર, તે સાહેબના કાયદાઓ ઉપરજ છે." ત્યારે એક ભલું કામ ખરાં જીગરથી, ઉલટ અને ખંતથી હાથ ધરવું. તેમાં નિષ્ફળતા મળે તો ફિકર નહિ. તે ફતેહનોજ માર્ગ છે. ખરી નિષ્ફળતા તો તે માટે કોશેશ નહિ કરવામાં છે. એક લખનાર કહે છે તેમ "મુખ્ય નિષ્ફળતા તો એક કામ માટે કોશેશ કરતા બંધ પડવું તે છે."[1]

---

(૧) જુઓ મારો વિષય "પેગામ્બર જરથોસ્ત અને તેવણની જીંદગી ઉપરથી ઉપજતા વિચારો" (જરથોસ્તી ધર્મ સંબધી ભાષણો અને વાએજો ભાગ ૧. પા. ૧૪૪ થી ૧૪૯)

# પ્રકરણ છઠું.

## અશો જરથોશ્ત પછી આજ સુધીની જરથોશ્તી ધર્મની ટુંક તવારીખ.

### શાહ ગુસ્તાસ્પ, અસફેન્દયાર, બહમન અને દારાએ દારાબ

પાદશાહ ગુશતાસ્પે, જરથોશ્તી દીન પોતે કબુલ કરવા પછી તે દીન બધે ફેલાવી[1]. તે માટે પોતાના બેટા અસફન્દયારને છેક હિંદુસ્તાન સુધી મોકલ્યો હતો. રપીથવનની આફ્રીનમાં દીનની સ્તુતિ કરનારાઓ અને દીન કબુલ કરનારાઓ સાથે એના ફરોહરને એ સબબે યાદ કર્યું છે. ફિરદોસીર[2] પ્રમાણે તેણે જરથોશ્તી-દીનનાં સંબંધમાં માનતા લીધી હતી કે તે તે દીન ફેલાવીને ૧૦૦ આતશ કદેહો સ્થાપશે.

દીન માટેની અરજાસ્પ સાથની બીજી લડાઇમાં પેગામ્બર જરથોસ્ત માર્યા ગયા પછી, તેવણની દીન વધુ અને વધુ ફેલાતી ગઇ. પાદશાહ ગુશતાસ્પે એ દીનનાં ફેલાવા માટે ઘણું કર્યું હતું. ૨૧ નુસ્કોમાંના ૧૧ માં નુસ્ક પ્રમાણે તેવણે તે સારી જેહાનમાં ફેલાવવાની કોશેશ કરી હતી[3].

---

(1) S. B. E. XXXVII, (p. 442.) માં નુસ્કની વિગત. જુઓ દીનકર્દ, દફતર ચોથું (દસ્તુર પેશોતનનું વોલ્યુમ ૯. પા. ૫૪૫) S. B. E.

(2) શાહનામું

(3) જુવો ફારસી રેવાયતોમાં અને દીને વજર કર્દમાં ૧૧ માં નુસ્કનો સાર; S. B. E. XXXVII, પા. ૪૨૪, ૪૪૨. જુઓ મારી યાદગારે જરીરાન શત્રોઇહા એ અયરાન વ અફદીઆ વ સહીગીઆ એ સીસ્તાન", પા. ૧૨૫

શાહ ગુશતારપે પેહેલે પોતાનાં મુલકની આસપાસ સીસ્તા-નમાં કૂજદાન સરોવરનાં મુલકમાં એ દીન ફેલાવી. એ બાબે 'અજૂદીઅ વ સહીગીઅ એ સીસ્તાન' નામનાં પેહેલવી પુસ્તકમાં કહે છે કે "ગુસ્તારપ પાદશાહે કજદાન સરોવરપર દીન ચાલુ કીધી; પેહેલે સીસ્તાનમાં અને પછી બીજાં શેહેરોમાં. અને ગુસ્તારપ પાદશાહ જરથોસ્ત સાથેની પુછપુરછથી અને બોસ્તનો અહુમ સ્તુદાન તેજ મિસાલે જરથોસ્તનાં શાગેર્દો (સાથેની પુછપરછથી) પેહલ વેહેલાં ખરાં જીગરથી તે (જરથોસ્ત)ના ચેલા થયા હતા.

"સીસ્તાનમાં દીન શિખવી અને (તેને વધારે) ફેલાવવા માટે ૫૦ અને ૫૦ (ની સંખ્યામાં) સારા આદમીનાં કુટુંબોમાં તેઓ ગયા. એક તુરક, જેને હવાસીરજ કહે છે, તેને તૈયાર કરવા માટે જરથોસ્તનાં સએનબોર્જ મિત્રો, જે અશકાન, તેના જેવો (શાગેર્દ રોકાયલો) હતો."[૧]

દીનકર્દનાં ચોથાં દફતરમાં શાહ ગુસ્તાસ્પ પછી જરથોસ્તી દીન કેમ ફેલાઈ તે બાબે કેટલીક હકીકત આપી છે. ત્યાં કહે છે કે "જ્યારે પાદશાહ ગુસ્તારપ (તુરાનના પાદશાહ) અર્જારપ સાથની લડાઇથી ફારેગ થયો, ત્યારે તેણે બીજા પાદશાહો ઉપર (માજદયસ્ની) દીન કબુલ કરવાના પેગામો મોકલ્યા; તથા સઘળી દાનાઇઓમાનાં જે જોખદાર માજદયસ્ની દીનના લખાણો ધણીક તરેહની સમજ અને શકિત મેલવવાને લગતાં હતાં, તેનો (દુનિયાનાં લોકોમાં) ફેલાવો કરવા સારૂ, સ્પીતિ અને અરજચરપ અને બીજા તેને લગતી બાણા-ઓનો અભ્યાસ કરેલા મોબેદો, જેઓ કશોસ્તરની આગળ

(૧) ઉપલું પુસ્તક પા. ૧૨૫-૧૨૭.

દીનને લગતાં જ્ઞાનનો પુરતો અભ્યાસ ખોતેરસમાં કરીને આવેલા હતા, તેઓને સાથે મોકલ્યા હતા. "[૧]

અસફન્દયાર પછી તેના બેટા બહમને તમામ દુનિયામાં દીન ફેલાવવાની કોશેશ કીધી.[૨]

બહમન પછી દારાએ દારાબ નામનાં પાદશાહે જરથોસ્તી દીનનું સાહિત્ય એકઠું કરવા અને ફેલાવવાનાં કામમાં મદદ કીધી હતી. દીનકર્દ[૩] પ્રમાણે ઇરાનનાં ગંજે શપીગાન અને દજે નપીસ્ત નામનાં બે પુસ્તકખાનાઓને સંપુર્ણ કરવામાં એનો હાથ હતો.

## સએન અહુમ સ્તુદાન.

અસફન્દયાર પછી બીજો જાણીતો પુરૂષ, જેણે એ દીન ફેલાવવમાં આગેવાન ભાગ લીધો હતો, તે "સએન અહુમ સ્તુદાન" નામનો પુરૂષ હતો,[૪] જે પેગામ્બર જરથોસ્તે દીન જાહેર કરવા પછી ૧૦૦ વર્ષે જન્મયો હતો. તેનાં ૧૦૦ શાગેર્દો હતા, જે સઘળાઓએ એની સાથે દીન ફેલાવવામાં ભાગ લીધેલો દિસે છે. એની એ સેવાને લીધે એના ફરોહરને રપિથ્વનની આફ્રીનમાં દીન જાણનારાઓનાં

(૧) દસ્તુરજી પેશોતન બેરામજી સંજાનાની દીનકર્દ, વાલ્યુમ ૯. પા. ૫૪૫.

(૨) "વોહુમનો ઈ સ્પેન્ત દાતાન હમાક ગેહાન દીન રોબાક વાહુનીત," બહમન યશ્ત, બાબ ૨, ફ. ૧૭. દસ્તુર કેકોબાદ આદરબાદનો તેરજુ.

(૩) દફતર ચોથું. દસ્તુરજી પેશોતનનું વાલ્યુમ ૯, પ.૫૪૬.

(૪) ફરવર્દીન યશ્ત ફ. ૯૭, ૧૨૬; બુન્દહેશ બાબ ૨૩, ફ. ૧૧, S. B. E. XLVII p. 166; દીનકર્દ (દ. પેશોતનનું) વા. ૧ પહેલાની લેહટ પા. ૧૦, જેમાં દસ્તુર પેશોતને એ નામ દાહન વાંચ્યું છે.

અને દીન શિખવનારાઓના ફ્રોહરની સાથે યાદ કર્યો છે. એવું દિસે છે કે એ ધણીએ પચાસ પચાસ જણના ટોલકીનાં નિયમીત મીશનો ( Missions ) સ્થાપી તેઓને દીનના ફેલાવા માટે મોકલ્યાં હતાં.[1]

## હિંદી અને યુનાની દાનાવો

એ દીન ઇરાનમાં ફેલાવા પછી તે તુરાન અને બીજા મુલકોમાં પણ ફેલાઇ હતી. પાછલાં પુસ્તકો પ્રમાણે હિંદુસ્તાન અને યુનાનથી દાનાવ મરદો ઇરાન ગયા હતા, અને પેગામ્બર જરથોસ્ત પાસે તેની દીન શિખી તેઓએ તે હિંદુસ્તાન અને યુનાનમાં ફેલાવી હતી.[2]

## હખામીનીઅન પાદશાહો.

હખામીનીઅન વંશના પાદશાહોના વખતમાં એ દીન આજુબાજુના મુલકોમાં ફેલાઇ હતી. પાદશાહ દારાયસ પોતાની તખ્તીમાં પોતાની દીન પુર્વે યુનાનથી પશ્ચિમે હિંદુસ્તાન સુધી ફેલાવવાની નોંધ લેછે.[3]

હખામીનીઅન જમાનામાં યુનાન અને ઇરાન વચ્ચે મોટી લડાઇઓ થઇ હતી. તે લડાઇમાં જે ઇરાનીઓની

(૧) જુઓ મારી "યાદગારે જરીરાન શત્રોઇહાએ અઇરાન વ અફદીઅ વ સહીગીઅ એ સીસ્તાન" પા. ૧૨૫–૧૨૭.

(૨) દબેસ્તાન, Shea and Troyer's Translation (1843) Vol. I, pp. 276-77, ચંગ્રગાચ નામું. જુઓ મે. Joachim Mènant નું પુસ્તક Zoroastre (1857) pp. 56-59.

(૩) નક્ષે રૂસ્તમનો લેખ, Les Inscriptions des Achéménides, par M. J. Oppert, pp. 245-48.

યુનાન ઉપર ફતેહ થઇ હતે તો આજે જરથોસ્તી દીન યુરોપના મોટા ભાગમાં ફેલાયલી હતે, એમ પ્રો. મેક્ષમુલર જણાવે છે.[૧]

## સિકંદર

સિકંદરે જ્યારે ઇરાનનું રાજ્ય જીતી લીધું (ઇ. સ. પુર્વે ૩૨૯) ત્યારે ઇરાનનાં રાજ્ય સાથે ઇરાનની દીનને પણ મોટો ફટકો લાગ્યો. તે દીનનું ઘણું સાહિત્ય નાશ પામ્યું.[૨] તે સાહિત્યનાં બે જાહેર મોટાં પુસ્તકખાનાં હતાં. તેમાંનું એક, જે દજે નપીસ્ત નામનું ઇસ્તખરમાં હતું, તે સિકંદરે બાળી નાખ્યું. બીજું, જે ગંજે શપીગાન નામનું હતું, તેનાં પુસ્તકો યુનાનીઓ લઇ ગયા.

(૧) "If the battles of Marathon and Salamis had been lost and Greece had succumbed to Persia, the state religion of the Empire of Cyrus, which was the worship of Ormuzd, might have become the religion of the whole civilized world."

"Chips from a German Workshop," second edition (1880) Vol I, p. 162 Art. Modern Parsees."

(૨) વીરાફનામું બાબ ૧ ફ, ૧-૧૫; "શત્રોઇહા એ અઇરાન એરવદ જી. જ. મોદીનું પુસ્તક, "યાદગારે જરીરાન શત્રોઈહા એ અઇરાન." વિગેરે પા. ૫૫; દસ્તુર તાનસરનું કાગજ. Journal Asiatique, Neuvième Série, Tome III 1894; દીનકર્દ, દફતર ત્રીજું S. B. E. Vol XXXVII, Introduction pp. XXX-XXXI. p. 412-13; દસ્તુર પેશોતન બેહરામજી સંજાણાનું દીનકર્દનું વોલ્યુમ ૯, ગુજરાતી પાનાં ૫૩૮-૩૯; માસુદીનું પુસ્તક 'કેતાબે મરૂજ અલજહબ વ મઆદન અલ જોહેર, બાબ ૨૧; Maçoudi, par Barbier de Meynard, Vol II, p. 125.

## વલ્ખશ

સિકંદરને હાથે થયલી પાયમાલી પછી અશ્કાનીયન અથવા પાર્થીઅન વંશનાં વખતમાં વલ્ખશ (Vologeses I) નામના પાદશાહે ઇરાની સાહિત્ય અને દીન સજીવન કરવાની કોશેશ કીધી. એ પાદશાહ પોતે એક ધર્મી મોબેદ કુટું-બનો પાદશાહ હતો. સિકંદર પછી ધર્મ અને ધર્મના સાહિત્યનાં સંબંધમાં એક જાતનો સિહા જમાનો (Dark Age) બેઠો હતો. તે હવે નાબુદ થવાના જરા જરા ચીનહ દેખાવાં લાગ્યાં. તેનાં જમાનામાં જરા સજીવનની (Renaissance) શરૂઆત થઇ.[1]

## અર્દેશર બાબેગાન

પાર્થીઅન વંશ પછી અર્દેશર બાબેગાને (ઇ. સ. ૨૨૬ થી ૨૪૦) ઇરાનને ફતેહ કરી તેનું અસલી ઇરાની વંશનું રાજ્ય પાછું સ્થાપ્યું. તેણે રાજ્યની સ્થાપના સાથે તેની અસલી દીનને પણ તેની પુરતી રોશની અને જાહોજ-લાલીમાં સ્થાપવાની કોશેશ કીધી.[2] વલ્ખશે જે સજીવનની

---

(૧) ઇરાનનાં ધર્મ સંબંધી સાહિત્યની તવારીખ માટે જુઓ ઉપલાં દીનકર્દના દફતર ત્રીજાંનો સેવટનો ભાગ અને ચોથાંનો શરૂઆતનો ભાગ, દસતુર પેશોતનજીની દીનકર્દ વાલમ ૯ પાનું ૫૩૮ S. B. E. Vol, XXXVII, Introduction, pp. XXX-XXXI pp. 412-16. An Old Zend-Pahlavi Glossary by Dastur Hoshangji and Dr. Haug (1867) Introduction, pp. XXXI-XXXV for the text, and pp. XXXXV for the text, and pp. XXVII-XXXVIII for the translation

(૨). દીનકર્દ દફતર ચોથું. દફતર પેશોતનનું વોલ્યુમ ૯, પા. ૫૪૬. S. B. F. XXXVII, h. 414.

નાના પાયા ઉપર શરૂઆત કીધી હતી, તે હવે તેણે મોટા પાયા ઉપર ચાલુ કરવા માંડી. એ કાજે એ પાદશાહને રપિથ્વનની આફ્રીનમાં ખાસ કરી યાદ કીધો છે. એને એનાં દીન સજીવન કરવાનાં આ કામમાં તોસર યા તન્સર નામના તેના દસ્તુરે મદદ કીધી હતી.

## શાપુર પેહલો

અર્દેશરની આ બાબતની કોશેશ તેના બેટા શાપુરે (ઇ. સ. ૨૪૦ થી ૨૭૧) ચાલુ રાખી. દીન અને રાજ્યની એકમતિ બાબે અર્દેશરે પોતાના આ બેટા શાપુરને ઘણીક શિખામણો દીધી હતી. ત્યારે તે શિખામણો સાંભળી શાપુર, પોતાના કીર્તિવંત પિતાને પગલે ચાલી, દીનનાં પુસ્તકોનો સંગ્રહ કરવા પાછળ અને દીનને મજબુત કરવા પાછળ મંડે, એ કુદરતી છે. પણ તેણે એથી વધુ કર્યું હતું. દીનકર્દના ચોથા [1] દફતરમાં કહે છે તેમ, તેણે દીનનાં દફતરો ઉપરાંત જુદી જુદી વિદ્યા અને એલમ હુન્નરોની બાબતો જેવીકે તબીબાત, ખગોળ વિદ્યા, ભૂગોળ, પ્રાણી વિદ્યા, વિગેરેનાં પુસ્તકો પણ એકઠાં કરવા માંડયાં હતાં. તેણે ફકત ઇરાનમાં જે પુસ્તકો વિખરાયલાં પડયાં હોય તેજ નહિ, પણ રોમન્ શાહાનશાહતના મુલકો તરફથી અને હિંદુસ્તાન તરફથી અને બીજા મુલકો તરફથી પણ પુસ્તકો એકઠાં કરવા માડયાં હતાં. શપીગાનનું પુરાણું પુસ્તકખાનું, જે આપણે જોયું કે સિકંદરને હાથે પરાગંદે થયું હતું, તે આ શાપુર પેહેલાએ પાછું ઉભું કરવાની કોશેશ કીધેલી દિસે છે, કારણકે દીનકર્દ કહે છે કે,

(૧) દસ્તુર પેશોતનજીનું વોલ્યુમ ૯, પા. ૫૪૬. S. B. E. XXXVII p. 414

તેણે દીન અને વિદ્યાનાં, એલમ અને હુન્નરનાં, દેશે દેશથી એકઠાં કરવા માંડેલાં પુસ્તકોની એક ખાતરી ભરેલી શુદ્ધ નકલ શપીગાનનાં ખજાનામાં મેલાવી હતી.

## શાપુર બીજો.

ત્યાર પછી આપણે જોઇએ છિએ કે એજ શાપુરના નામરાસિયા બીજા શાપુરે ( ઈ. સ. ૩૦૯ થી ૩૭૯ ) દાનાવો અને ભણેલા પુરૂષોની મોહટી મિજલસ પોતાના મુલકમાં બોલાવી હતી. એ મિજલસ હાલના જમાનાની આવી 'કોનગ્રેસો' (Congress) માફક, આજુબાજુના ઘણાક મુલકોના ભણેલા અને દાનાવ લોકોની બનેલી હતી. તેમાં તરેહવાર બાબતો ઉપર વાદવિવાદ ચાલ્યો હતો અને તે વાદવિવાદ સાથે ઘણું સાહિત્ય એકઠું થયું હતું. અર્દેશર બાબેગાનની આ બાબતમાં જે સેવા તેના દસ્તુર તોસરે બજાવી હતી, તે સેવા શાપુર બીજાની, તેના દસ્તુર આદરબાદ મારેસપંદે બજાવી હતી.

દીનકર્દનાં આઠમાં દફતર[1]ની શરૂઆતમાંજ કહે છે કે એ નામાંકીત દસ્તુરે ફક્ત દીનની બાબતમાં જુસ્તેજોઇ કરવામાંજ એ પાદશાહને મદદ કીધી હતી, એમ નહિ, પણ તેણે નવાં પુસ્તકો રચવામાં અને બહારથી મેળવેલાં બીજાં પુસ્તકો એકઠાં કરવાની અને જાળવી રાખવાની કોશેશમાં પણ મદદ કીધી હતી.

---

(1) S. B. E, XXXVII, p. 10 Dinkard, Bk. VII Chap. I, 22.

## નોશેરવાન અદલ

શાપુર બીજા પછી જરથોસ્તી દીનનાં સાહિત્યમાં વધુ શોધખોળ કરનાર, દીનકર્દ (દફતર ચોથાં) પ્રમાણે, ખુસ્રુ કોબાદ, જે નોશેરવાન આદેલનાં લોકપ્રિય નામથી વધુ જણાયલો છે, તે હતો. એવું દિસે છે કે, જ્યારે ધર્મ સંબંધી બાબતમાં ઘણો મતફેર ઉઠે છે અને ઘણી ગરમાગરમ તકરાર થાય છે ત્યારે, પેલી કહેવત કે "માઠું થાય તે સારાંને કાજે", તે પ્રમાણે ઘણુંક નવું સાહિત્ય બાહાર પડે છે.

નોશેરવાન આદેલ (ઇ. સ. ૫૩૧ થી ૫૭૯) ના વખતમાં એવો એક ખાસ બનાવ આ બન્યો હતો, કે તેનાં બાપ કોબાદનાં રાજ્યમાં મજદક નામનો એક ધણી પેદા થયો હતો, જે કેટલાકોના કહેવા પ્રમાણે એક પેગાંબર (Pseudo-prophet) હોવાનો દાવો કરતો હતો. જ્યારે મજદકે પોતાનો નવો પંથ ફેલાવવા માંડયો, ત્યારે તેને તોડવા માટે દીનનાં દફતરોની શોધખોળ કરવાની વધારે જરૂર જણાઇ, એવા વિચારથી કે ખુદ દીનનાં ફર્માનો જાહેર પાડી તેને વળગી રહેવા માટે લોકોને કહેવામાં આવે. તેથી નોશેરવાન પોતાના બાપના વખતમાં મજદકને મહાત કરી, તેને મારી નખાવી, જ્યારે પોતે ગાદી ઉપર આવ્યો, ત્યારે તેણે દીનના અભ્યાસને ફરીથી સજીવન કર્યો અને તેના સાહિત્યને વધુ ટેકો આપી એકઠું કરવા માંડયું. મજદકના વિચારોને દાબી નાખવા કાજે સાહિત્ય એકઠું કરવા માટે અને તેની રૂએ તકરાર કરવા કાજે તૈયાર થવા માટે નોશેરવાને શેહેરે શેહેરથી ભણેલાઓ અને દાનાવોને

બોલાવી તેઓની મિજલસ પોતાના બાપના વખતમાં બોલાવી હતી, તે માટે ફિરદોસી પણ બોલી જાય છે.[1]

## નોશેરવાન પછી ઇરાનના ધર્મ અને સાહિત્યની હાલત.

નોશેરવાન પછી ઇરાનનું રાજય લાંબો વખત મજબુત રહ્યું નહિ. તેની પછી કોઇ પાદશાહને ઇરાનની દીન અથવા સાહિત્યની ખાસ મુરબ્બીગીરી કરતો આપણે જોતા નથી. ઇરાનને હવે એક પછી એક નબળા રાજાઓ મળ્યા અને તેથી સેવટે આરબોને હાથ તેની હાર થઇ. તે હાર સાથે આગળ જે કાંઇ સાહિત્ય એકઠું થયું હતું તે પાછું નાશ પામ્યું યા વિખરાઇ ગયું. ઇરાનનું અસલ સાહિત્ય નાશ થતું ચાલ્યું, અને કેટલુંક આરબોની ભાષામાં તરજુમો થવા પામ્યું. તોસર યા તાનસરનું કાગળ, કલીલે દમનેની વાર્તા, સીન્દબાદ નામાંની વાર્તા, વિગેરે લખાણો દેખાડે છે, કે પહેલવીમાંથી આરબીમાં તરજુમો થઇ આરબી મારફતે તેઓ ફારસીમાં આપણે હાથ આવ્યાં છે.

## આરબોને હાથે મળેલા હાર પછીની હકીકત.

આરબોને હાથે મળેલી હાર થવા પછી આપણો ધર્મ મોટે ભાગે નાશ પામ્યો. એક હાથ ઉપર, બીજા ધર્મો પાળનારાઓ ઉપર ઇસ્લામીઓ જાસ્તી અને દોર ચલાવતા હતા તેથી, અને

(૧) જુઓ એરવદ જીવનજી જમશેદજી મોદીનાં "શાહનામાંનાં દાસ્તાનો, ભાગ બીજા"માં "નોશેરવાન આદેલ અને મજદક"નું દાસ્તાન, પાના ૨૪–૨૫.

બીજા હાથ ઉપર જેઓ ઇસ્લામી ધર્મ પાળતા હતા તેઓ તેઓ ખાસ હકો અને ઉત્તેજન આપતા હતા તેથી, સંખ્ય બંધ જરથોસ્તીઓએ પોતાનો ધર્મ તજયો. કેટલાકો વાં સુધી પાહાડી મુલકોમાં રહી ત્યાં પોતાનો ધર્મ છુટથી પાળ હતા. યજદજર્દ પછી નજદીક ૧૦૦ વર્ષ સુધી એવા કેટલા જરથોસ્તીઓ ખોરાસાનમાં કોહિસ્તાનના પાહાડી મુલકોમ રહ્યા હતા. કેટલાક સબબોને લીધે ત્યાં પણ રહેવાનું સલામ નહિં માલુમ પડવાથી તેઓ ત્યાંથી નિકળી ઇરાની અખાતમ ઓરમજદના ટાપુમાં આવી રહ્યા. પછી, ત્યાંથી હિંદુસ્તા આવ્યા. પેહેલે કાઠિઆવાડના દક્ષિણ કોસ્તા ઉપર આવેલ દીવ ટાપુમાં રહી પછી ગુજરાતમાં સંજાન-ખાતે આવી રહ્ય સંજાન આવી તેઓએ ત્યાં એક આતશબેહરામ સ્થાપ્યુ ત્યાં તેઓ કેટલીક હદે છુટથી પોતાનો ધર્મ પાળત હતા. અહિંથી તેઓ ગુજરાતના બીજા ભાગોમાં વિખરાય એ મુલકમાં જેમ જેમ તેઓ હિંદુઓ સાથે સંબંધમ આવતા ગયા તેમ તેમ તેઓ તેઓની કોઇક રસમે પોતામાં દાખલ કરતા ગયા. જયારે કોઇ ધાર્મીક બાબતો ઉપ તેઓને શક પડતો યા વધુ જ્ઞાન મેળવવાનો વિચાર થતો ત્યારે તેઓ ઇરાન ખાતે કાગળો લખી ત્યાંના દસ્તુરો સવાલો પુછતા. તે સવાલ જવાબો રેવાયતને નામ જળવાઇ રહ્યા છે. આપણી રસમોમાં જે કાંઇ હિંદી તત દાખલ થયું હોય તે કાહડી નાખી તેને સ્વચ્છ કરવાન નજદીક ૬૦ વર્ષ થયાં કોશેશ ચાલુ રહી છે.

---

# પ્રકરણ સાતમું.

## ાવસ્તાનાં પુસ્તકો શી બાબતનાં છે તેનો ખુલાસો.
## જંદ અવસ્તા.

આપણા ધર્મ પુસ્તકોને પાછલાં પેહેલવી પુસ્તકોમાં અવસ્તા ઓ જંદ" એટલે "અવસ્તા અને જંદ" કહે છે. હમાં આપણે સાધારણ રીતે એઓ માટે "જંદ અવસ્તા" ીકે બોલ્યે છિએ. એ પુસ્તકો માટે ખરો અસલ બ્દ 'અવસ્તા' છે.

'અવસ્તા' શબ્દનો અર્થ શું થાય છે તે ચોકસ નથી. બાબે મતફેર છે. પણ ધાતુ 'વિદ' એટલે જાણવું, જે ારથી આપણો ગુજરાતી શબ્દ 'વિદ્યા' નિકળ્યો છે, તે ારથી એ શબ્દને નિકળેલો ગણી એનો અર્થ 'જણાયલુ,' મ લેવો દરૂસ્ત દિસે છે. અવસ્તા એટલે 'કુલ જગત ને તેના કર્તા માટે જે જણાયલુ" તે જંદ શબ્દનો અર્થ ાુ 'જન' એટલે 'જાણવુ' ઉપરથી અવસ્તાને મળતોજ . પણ ખુદ અસલ અવસ્તાનાં લખાણનાં અર્થ બાબે સમજણ યા શરેહ તરીકે લખાયલું યા જણાયલું તે જંદ' તરીકે ગણાયું છે. ત્યારે "જંદ અવસ્તા"નો અર્થ અવસ્તા અને તેની સમજણ યા શરેહ". આપણાં અસલ મં પુસ્તકો અને તેનાં ભણતરોને 'અવસ્તા' ને નામે ાળખવું દરૂસ્ત દિસે છે. જે ભાષામાં એ અસલ ધર્મ સ્તકો લખાયાં છે તે ભાષા પણ અવસ્તા ભાષાને નામે ણાયલી છે.

## અસલ અવસ્તા

અસલમાં અવસ્તાનાં પુસ્તકો ઘણાં હતાં. આપણાં એક પેહેલવી પુસ્તક પ્રમાણે પેગામ્બર જરથોસ્તે અવસ્તાની ૧૨૦૦ પરગરદ[1] લખી હતી. હેર્મીપસ[2] નામનાં એક યુનાની લખનાર પ્રમાણે તેવણે ૨૦ લાખ સતરો લખી હતી. અબુ જફ્‌ર અતવરી નામના એક આરબ લખનાર મુજબ તેવણે ૧૨૦૦ ચર્મપત્ર ભરી અવસ્તા લખ્યા હતા. અવસ્તાનાં એ અસલ કુલે લખાણો નુસ્કને નામે જણાયલાં છે. અસલમાં એવાં ૨૧ નુસ્કો હતાં. તેઓ પાછલથી એક પછી એક યુનાનીઓ અને આરબોને હાથે અને બીજા સબબોએ નાશ પામ્યાં. અહુનવર યાને યથા અહુ વઈર્યોની પુરાણી બંદગીના ૨૧ શબ્દો છે. તે શબ્દો સાથ એ ૨૧ નુસ્કોનાં નામો જોડાયલાં હતાં.

એ ૨૧ નુસ્કોમાંના કેટલાંકો, ધર્મ સંબંધી બાબતો ઉપરાંત, વિદ્યા, એલમ હુનરોની બીજી તરેહવાર બાબતો ઉપર હતાં. તે દીનકર્દ અને રેવાયતો વિગેરેમાં એઓનું જે વર્ણન આવ્યું છે તે ઉપરથી માલુમ પડે છે. પ્લીની પ્રમાણે પણ પેગામ્બર જરથોસ્તે કોઇક ખનીજ પદાર્થોની બાબત ઉપર લખ્યું હતું[3]. વળી એજ ગ્રંથકાર મુજબ એવણે ચોકસ પ્રકારની ખેતી કેમ કરવી તે બાબે પણ

(૧) "હજારો દો સદ પર્ગર્દ" શત્રોઈહાએ અઇરાન ફ. ૪.

(૨) Pliny's Natural History Bk. XXX, chap 2. Bostock and Riley's translation, Vol. V p. 422.

(૩) Ibid Bk. XXXVII chap 49,55 and 58. Vol. VI pp, 437, 443 and 448.

કાંઈ લખાણો કર્યાં હતા[१]. તેવણુનાં કાંઈક તબીબી લખાણુનો પણુ પ્લીની એશારો કરે છે.[૨] જો કોઇ તુકડ યા પુસ્તક આખું હાલ સુધી બચી રહ્યું હોય તો તે વંદીદાદ છે. હાલમાં બચી રહેલા મુખ્ય અવસ્તા નીચલે નામે જણાયલા છેઃ યજશ્ને, વીસ્પરદ, વંદીદાદ અને ખોર્દેહ અવસ્તા.

## યજશ્ને

યજશ્ને શબ્દનો અર્થ ' યજ ' એટલે, આરાધના કરવી, યાને 'ક્રિયા સાથે સ્તુતિ કરવી,' એ ધાતુ ઉપરથી 'અહુરમજદની ક્રિયા સાથે સ્તુતી કરવી,' એવો થાય છે,

યજશ્નેના ૭૨ ભાગ યા બાબ છે, જેને 'હા' કહે છે. યજશ્નેનાં બે મુખ્ય ભાગ છે. એક પુરાણો ભાગ છે, જેને ગાથા કહેછે. બીજો સાધારણુ ભાગ છે, જે પાછળથી લખાયલો છે. એ બેઉ ભાગમાં આવેલી બાબતોનું ટુંક વર્ણુન નીચે મુજબ છે.

## ગાથા.

યજશ્નેનો પુરાણો ભાગ ગાથાને નામે જણાયલો છે. તેનાં પાંચ ભાગ છે. અહુનવદ, ઉસ્તવદ, સ્પેન્તોમદ, વોહુક્ષથ્ર, વહિસ્તોઇસ્ત. ગાથાના એ હા કવિતામાં લખાયલા છે. ગાથા, તેના ધાતુ 'ગા' એટલે 'ગાવુ', મુજબ, ગાઇને ભણુવામાં આવતા. એ ગાથાના હા, ખુદ પેગામ્બર જરથોસ્તનાં, અને તેવણુના શાગેર્દોનાં લખાંણુ ગણાય છે.

---

(૨) Pliny's Natural History Bk. XVIII, chap, 55, Vol. IV, p. 72

(१) Ibid, Bk. XXXVII, chap. 57. Vol. VI, p. 447.

## અહુનવદ ગાથા.

અહુનવદ ગાથાનાં ૭ હા છે (હ ૨૮ થી હા ૩૪). આ સાત હાની મતલબ નીચે પ્રમાણે છેઃ

ભણનાર કુલ જગતનાં રવાન (ગેઉશ ઉર્વાન) ને યાને જગતના જાનદાર તત્વને પિછાનવાને, સમજવાને, અને ખુશાલ કરવાને પોતાની મરજી જણાવે છે. તે અહુરમજદ હજુર હાથ ઉંચા કરી દુઆ ગુજારે છે કે તે કુલ જગતની રચના સમજે અને પિછાને, અને તેમ પિછાની ખુદ તે જગતના પિતાની નજદીક પોંહોચે. તે પોતા તરફથી કોશેશ કરવા કબુલ થાય છે અને અહુરમજદની મદદ માગે છે. (હા ૨૮).

ગેઉશ ઉર્વનને યાને જગતનાં જાનદાર તત્વને, એટલે કે કુલ જગતની રચના અને કરામતને પિછાનવાની ભણનારની ખાહેશ ઉપરથી બીજા હામાં તે બાબત હાથ ધરવામાં આવે છે. શરૂઆતમાં કહે છે કે આ દુનિયામાં મોટે ભાગે વ્યવસ્થા સાથે, નીતિમાન સપાટી ઉપર, નીતિમાન બાજુએ, કેટલીક અવ્યવસ્થા, ગેરવર્તણુક જાહેર થઇ હતી. તે બાબે ફર્યાદ ઉઠવાથી અહુરમજદે જણાવ્યું કે "એવી ગેરવ્યવસ્થા દૂર કરવા માટે પેગામ્બર જરથોસ્તને સરજ્યા છે કે તેવણ માણસ જાતને ભલાઇનો માર્ગ બતાવી ગેરવ્યવસ્થા દૂર કરે" (હા ૨૯).

પેગામ્બર જરથોસ્તે ભલાઇની રાહનુમાઇ કરતાં, લોકોને બોધ દેતાં, અને સારૂં માઠું શું છે અને શામાં સમાયલું છે તે સમજાવતાં, પોતાના સાંભળનારાઓની મરજી ઉપર સારૂં માઠું પસંદ કરવાનું મેલ્યું. આ દુનીયામાં બે મીનો—વૃદ્ધિ કરનાર અને નાશ તથા કોહાઇ આણનાર—કામ કરે છે,

। જણાવીને, તેવણે વૃદ્ધિ કરનાર સ્પેતામીનોની તર્ફદારી રવાની ભલામણ કરી, કે "ભલાઇ ભલો બદલો લાવશે અને ‌ુંડાઇ જુદું પરિણામ લાવશે. માટે ભલાઇ અખત્યાર કરવી ‌ારી છે" (હા ૩૦).

ઉપલી શિખવણી આપવાનાં પોતાનાં કામમાં જરથોસ્ત ‌હુરમજદ પાસે દુઆ ગુજારી યારી માગે છે અને ભલી ‌ુચનાઓ અને શિક્ષણો (ઉર્વાતા) માગે છે. તેમ માગતાં ‌વણુ તે સાહેબ ઉપર પોતાનો સંપુર્ણ વિશ્વાસ જાહેર ‌રે છે અને તેની સ્તુતિ કરે છે. "હું પુછુંછું (પેરેસા)" ‌ેવી ઢબમાં જરથોસ્ત ઘણા સવાલો અહુરમજદને પુછે છે ‌અને તેઓના જાણે પોતેજ જવાબો આપે છે, કે "સચ્ચાઇ ‌અખત્યાર કરવી, જુઠ્ઠાઇ તોડવી" (હા ૩૧).

અહુરમજદથી ઘણીક ભલી સુચનાઓ અને શિક્ષણો ઉર્વાતા) જાણી તેનો પેગામ પોંહોચાડનાર (દુત) તરીકે ‌ામ કરવાને પેગમ્બર પોતાનો મજબુત વિચાર ‌ણાવે છે, અને તુરત (હા ૩૨, ફ. ૩) બુરાઓને, ખુદ ‌અહુરમજદનાં શબ્દોમાં, શિખામણ દેવા માંડે છે અને ‌ઓને તાકીદ કરે છે. (હા. ૩૨).

પછી પેગમ્બર ભલાઇની સ્તુતિ કરે છે અને પોતાના ‌ભલા વિચાર, ભલી કોશેશ અને નમ્રતા જાહેર કરે છે, ‌અને અહુરમજદ પાસે જ્ઞાનની વધુ યારી અને બખ્શેશ ‌માગે છે (હા ૩૩, ફ. ૧૫). "ઓ અહુરા તું મને પવિત્ર કર" ઉસ મોઇજારેષ્વા અહુરા), એ એવણની સ્તુતિ, દુઆ, બંદગી ગુજારી, સર્વનો સાર છે (હા ૩૩).

સેવટે પેગામ્બર જાતી ભોગ (self-sacrifice) આપવાનો ખ્યાલ જાહેર કરે છે. એ ખ્યાલ જાહેર કરતાં તેવણુ અહુરમજ્દની તરેહવાર રીતે સ્તુતિ કરે છે અને ભલાઇ કરવા માટે પોતાને વધુ શકિતવાન કરવાને આગ્રહ કરે છે (હા ૩૪).

## ઉશ્તવદ ગાથા

એ ગાથાના ચાર હા છે (હા ૪૩ થી ૪૬). આ ચાર હા પેલા કહેવત તરીકે મશહુર થયલા, સખુનોથી શરૂ થાય છે કે "સુખ તેને હોય છે કે જેનાથી બીજાઓને સુખ મળે છે" (ઉશ્તા અહ્માઇ યહ્માઇ ઉશ્તા કહ્માઇ ચીત). ખરો સુખી તે કે જે બીજાઓને સુખ આપે. પર્માર્થ એ પેહેલી પંક્તિનું સુખ લાવનાર સાધન છે. અહિં જરથોશ્ત અહુરમજ્દ ઉપરની પોતાની ફીદાગીરી શા સબબે છે તે જણાવે છે (હા ૪૩).

પેગામ્બર જરથોસ્તની શિખવણી કુદરત ઉપરથી કુદરતનાં ખાવિંદ ઉપર લેઇ જાય છે. તે શિખવણીનો દાખલો આ ગાથાના બીજા હામાં આપણે જોઇએ છિએ. આ જગતમાં સઘળે વ્યવસ્થા મચી રહી છે અને જ્યાં પણ વ્યવસ્થા હોય ત્યાં કોઇ મજબુત હાથ હોવો જોઇએ. તે ઉપરથી, કુદરત બાબેના એક પછી એક કેટલાક સવાલો ઉપરથી, પેગામ્બર અનુમાન કાહાડે છે કે, કુલ જગતમાં અહુરમજ્દનોજ હાથ છે. અહુરમજ્દની હસ્તી માટે, જેને વ્યવસ્થા ઉપરથી મળતી દલીલ (Argument from design) કહે છે, તેનો દાખલો આ હા રજુ કરે છે (હા ૪૪).

કુદરતનો વિચાર પેગામ્બરને પેલી એ મીનોઇ શકિત, જેનો અમલ કુદરતમાં વ્યાપી રહયો છે, તે ઉપર લઇ જાય છે. કુલ કુદરતમાં વૃદ્ધિ અને કોટાઇ પ્રસાર પામી રહ્યાં છે, માટે તે એની સમજણ આપે છે (હા ૪૫).

આ ગાથાનો સેવટનો હા, પેગામ્બર જરથોસ્ત એક તવારીખના પુરૂષ હતા, અને નહિ કે કલ્પીત, તેની ગવાહી પુરી પાડે છે. એક મહાન પેગામ્બર છતાં, એક મહાત્મા પાદશાહના માનીતા પેગામ્બર છતાં, તેવણ આખરે એક માનવી હતા. તે આ હા દેખાડે છે. તેવણ જોકે યજદનો એલકાબ પામ્યા હતા, તોપણ એક પુરૂષ હતા અને આ દુનિઆની રણ-ભૂમીમાં આશા અને નિરાશા, દોસ્તી અને દુશ્મની, ફતેહ અને હાર વચ્ચે, માનવીઓ માફક, ડોલા ખાતા હતા. આ સર્વ દેખાડે છે કે તેવણ કોઇ હવાઇ ખ્યાલના કલ્પીત પુરૂષ હતા નહિ, પણ મહાન શકિતના એક ઇતિહાસીક પુરૂષ હતા (હા ૪૬).

## સ્પેન્તોમદ.

એ ગાથાના ૪ હા છે (હા ૪૭, થી ૫૦). આ ગાથાનો શરૂઆતનો હા, તેમાં જણાવેલા કહેવત સમાન શબ્દો, કે "દરવંદો દુખી થાય છે, અશો નહિ" (શરેથ્યેઇન્તી દ્રેગવન્તો...નોઇત ઇથા અષાઉનો (હા ૪૭, ફ. ૪), એઓનું જાણે જરા વિગતવાર વિવેચન છે. એ પરિણામ સ્પેન્તા-મીનોને લીધે છે, કારણકે અશો હમેશાં તેને માર્ગે ચાલે છે. (હા ૪૭).

બીજો હા, અવસ્તાની આ બીજી કેહવત, કે "પવિત્રાઇ માણસ માટે જન્મથી સર્વથી સરસ છે" (યઓજદાઓ

મષ્યાઇ અઇપી જાંથેમ વહિસ્તા, (હા ૪૮, ફ. ૫), તેનું જાણે ટુકું વિવેચન કરે છે. આ કહેવતમાં 'પવિત્રાઇ' શબ્દને ઓહોળે અર્થે સમજવો. ઉદ્યોગ, રાસ્તી, ઇનસાફ, જ્ઞાન, ગુસ્સા જેવા જોસ્સાઓ ઉપર કાબુ, એ સર્વ સદગુણો પવિત્રાઇમાં સમાયલા સમજવા (હા ૪૮).

આ ગાથાનો ત્રીજો હા પેગામ્બર જરથોસ્તની એક ભલી ખાસિયત જાહેર કરે છે. તે આ કે તેવણ ભુંડાઓને સજા કરવા કરતાં તેઓને સુધારવાનું પસંદ કરતા. "ઓ મજ્દ! બુરી રીતવાળાઓને અશોઇની મારફતે હું શિખવું યા સુધારૂં" (દુશ-એરેથ્રીશ ચિક્ષ્નુષા અષા મજ્દા, (હા ૪૯, ફ. ૧), એ એવણની દુઆ અને મારાદ હતી. એ નિયમ તેવણ આગળ ચાલતાં ફરીથી જાહેર કરે છે કે "આ (લોકોને) ફાયદો કરવા માટેના (મારા) તરીકા માટે, ઓ મજ્દ! અશોઇને મુકરર કરવામાં આવી છે" (અહ્માઇ વરેનાઇ મજ્દા નિદાતેમ અષેમ સુઇધ્યાઇ, (હા ૪૯, ફ. ૩).

ત્યાર પછી અહુરમજ્દ ઉપર સંપુર્ણ વિશ્વાસ જણાવી સઘળાં સુખનું સાધન તેને જણાવવામાં આવે છે અને નીચલો શાએરી સુંદર વિચાર જણાવવમાં આવે છે, કે જે આપણે બીજી પ્રજાઓના શાએરોમાં પણ જોઇએ છિએ. તે આ કે કુલ કુદરત પોતાની ગર્દેશ પણ જાણે અહુરમજ્દની સ્તુતિ માટે કરે છે. તે કહે છે કેઃ—

"ઓ અશો અહુરમજ્દ! રોશનીઓ, આફતાબ, દિવસની બામદાદ (હોશબાંમ), તારી સ્તુતિ માટે ફરે છે." (રઓચાઓ ખેંગ અસ્નામ ઉક્ષા અએઉરૂશ ક્ષમાકાઇ અષા વહ્માઇ મજ્દા અહુરા. (હા ૫૦, ફ. ૧૦.)

## વોહુક્ષથ્ર ગાથા

એ ગાથાનો એકજ હા છે (હા ૫૧). આ હામાં પણ ભણનાર અહુરમજ્દને ભલાઇનો બદલો આપનાર ગણી તેની સ્તુતિ કરે છે. "જુઠાંઓ માટે સજા અને જે અશોઇને ધરી રાખે છે તેને સુખ" (હ્યત અકોયા દ્રેગવાઇતે ઉસ્તાયે અષેમ હાઢે. હા ૫૧, ક. ૮), એ નિયમનું આ હામાં વધુ વિવેચન છે.

## વહિશ્તોઇશ્ત ગાથા

એ ગાથાનો એકજ હા છે (હા ૫૩). આ હામાં પેગામ્બર જરથોસ્તની જીંદગીના કોઇક એશારાઓ છે. પેહેલું આ કે પેગામ્બર જરથોસ્તની જીંદગી જાણે બે રીતે સફળ થઇ. એક આ કે અહુરમજ્દે તેવણને તેવણનાં ભલાં કામોના બદલા તરીકે ભલી જીંદગી બખ્શી; અને બીજું આ કે જેઓ એક વખત તેવણનાં શિખામણના શબ્દો સાંભળવાને ના પાડતા તેઓ પાછળથી તે સાંભળવાને આતુર થયા.

## યસ્ન હપ્તંઘહાઇતિ

યજશ્નેનો ગાથા પછી બીજો જાણીતો ભાગ "યસ્ન હપ્તંઘહાઇતિ" અથવા "હપ્તન યસ્ત"નો છે. તેનાં નામ (હપ્ત એટલે સાત) પ્રમાણે તેના અસલમાં સાત હા (હા ૩૫ થી ૪૧) છે. પણ પાછળથી વધારા તરીકે એક બીજો હા (હા ૪૨) પણ તેમાં ગણાયલો છે. એ આઠ હામાં અહુરમજ્દ અને તેની સાથે સાત અમેશાસ્પંદોની યાદ અને સ્તુતિ સમાવી છે અને તે અમેશાસ્પંદો, કુદરતની

જે પેદાયશો ઉપર અને નતિના જે સદ્‌ગુણો ઉપર મવક્કલ છે, તેઓનું વર્ણન છે.

## યજશ્નેના બીજા ભાગો.

ઉપલા ગાથાના અને હપ્તન યશ્તને નામે જણાવેલા મુખ્ય હા ઉપરાંત બીજા હા નીચલી બાબતોના છે.

પહેલા બે હામાં ક્રિયામાં કેટલીક ચીજો રજુ કરી તે ક્રિયામાં અહુરમઝદને, તેનાં અમેશાસ્પંદોને અને તેની કેટલીક બુલંદ કુદરતી પેદાયશોને નામ બનામ યાદ કરવામાં આવે છે.

પછી ત્રીજાથી આઠમા હા, જેને "સરોશ દરૂનષા" અથવા "દરૂન ચાશની" ના હા કહેવામાં આવે છે, તે હાની રચના પ્રમાણે એવું દિસે છે, કે ક્રિયા કરનારા ધર્મગુરૂઓ -જોતી અને રાથ્વિ-એ યજશ્નેની ક્રિયા માટે કેટલીક ચીજો પેહેલા સાત હામાનાં પવિત્ર ભણતરો ભણીને, પાક કરી તૈયાર કરે છે. એ પ્રમાણે સઘળું તૈયાર કરી જોતી અને રાથ્વિ બેઉ જન ભણે છે કે (હા. ૮, ફ. ૧) "અષય દધામિ ખરેથેમ મ્યજદેમ હઉર્વત અમેરેતાત ગાઉશ હુધાઓ હઓમેમ્ચ પરહઓમેમ્ચ અએરમસ્ચ બઓઇધીમ્ચ," એટલે "ખોરાક, મ્યજદ, પાણી, ઓરવર, ગોશુદો, હોમ, પરહોમ, એસમબોએ, અશોઇથી આપું છું."

એ સઘળી ચીજો તેઓ દાદાર અહુરમજદની, તેના પવિત્ર કલામોની, અને સચ્ચાઇની યાદમાં આપવાને જાહેર કરે છે. પછી રાથ્વિ એગી મિજલસને ઉપલા શબ્દો કહે છે કે "જેઓ ભલા હોય તેઓએ એ મ્યજદની ચાશણી કરવી." તે શબ્દો સાંભળી મિજલસના પ્રતિનિધિ તરીકે,

ાતી ભેગી મળેલી મિજલસ તરફથી રાસ્પિને ખાતરી
ાપે છે કે તે ભલો છે. તે ભલા માજદયસ્નાનોની સ્તુતિ
: છે. વળી જેઓ નામના માઝ્દયસ્નાનો હોય, એટલે ધર્મનાં
ાનો પ્રમાણે નહિ વર્તતા હોય, તેઓ તરફ તે નાપસંદગી
ખાડે છે. તે બોલે છે કે,

"યસ્ચ અએતએષાંમ મઝ્દયસ્નનાંમ પેરેનાયુનામ
ાઇવિ જુજૂયનામ ઇમાં વચો નોઇત વીસઇતિ ફ્રમુઇતિ
ાએતાંમ આ યાતુમનહે જસઇતિ (ફ. ૪.)"

અર્થ—"આ ઉમરે પુગેલા માજદયસ્નાનો, જેઓ ક્રિયા
ાથવા બંદગીમાં ભાગ લેછે, તેઓમાંના જે કોઇ આ
ંદગીના શબ્દો કબુલ કર્યા વગર (અથવા અમલ કર્યા
ગર) ભણે, તે શખ્સ જાદુગરની હાલતે પોંહોંચે છે."

એ પ્રમાણે એક ભલા માજદયસ્નાન તરીકેનો એક-
ર, પોતા તરફથી અને ગોયા ભેગી મળેલી મિજલસ
રફથી ફરી, તે મિજલસના પ્રતિનિધિ તરીકે, તે જોતી
હેલાં પોતે દરૂનની ચાશ્ની કરે છે અને પછી ક્રિયા
ાલાસ થતાં સઘળી મિજલસ તેમ કરે છે.

યજશ્નેના ૯ થી ૧૧ માં હા "હોમ યસ્ત"ને નામે
ણાયલા છે. હોમ નામનો પાલો, જે અસલી ઇરાનમાં
દરૂસ્તી આપનાર એક પાલો ગણાતો હતો, અને જે
લમાં પણ અફગાનિસ્તાન અને આજુબાજુના મુલકોમાં
વાનાં રૂપમાં દવા તરીકે વાપરવામાં આવે છે, તે
ંદરૂસ્તી અને અમર્ગીની નિશાની ગણાતો. એ
ની નિશાની તરીકે, યાદ આપનાર એ પાલો ક્રિયામાં
ાલીક બધી યાદ સાથે કુટી તેનો રસ કાહડવામાં આવતો

અને પીવામાં આવતો. હાલમાં પણ એ પાલાની સળી, જે 'હોમ સળી' તરીકે ઓળખાય છે, અને જે ઇરાન બણીથી આવે છે, તે એક ઇધાણી તરીકે વપરાય છે અને તેને કુટીને તેનો રસ ક્રિયા કરનાર પીએ છે. એ હામાં એ પાલાની અને એ પાલાની શોધ કરનાર હઓમ નામના પુરૂષની યાદ અને સ્તુતિ કરવામાં આવે છે અને પછી એ હોમનો પાલો ક્રિયા કરનાર મોબેદ પીએ છે.

યજશ્નેના ૧૨ મા હામાં અવસ્તા જમાનાનું એક જરથોસ્તી માટેનું એકરારનામું છે. એક જરથોસ્તી તરીકે તેણે શું કરવું અને શું નહિ કરવું, એ તેમાં જણાવ્યું છે. તેની મુખ્ય મતલબ આ છે કેઃ

એક જરથોસ્તીએ બુરાઇથી દૂર રહેવું અને ભલાઇને પ્રાપ્ત કરવી. હુમત, હુખ્ત અને હવર્શત અખત્યાર કરવાં. જાતિ ભોગ આપી પોતાના ટોળાનાં લોકોને સહાય થવું.

કુસ્તી પાદયાબ કરતાં 'અહુરમજદ ખોદાએ'ની બંદગી ભણતાં સેવટે 'મજદયસ્નો અહમી'નો જે ફકરો ભણવામાં આવે છે તે એ હાનો એક ભાગ છે.

૧૩ થી ૧૮ સુધીના હા, શરૂઆતના હાની માફક અહુરમજદ, અમેશાસ્પંદો, યજદો, આતશો વિગેરેની યાદના છે.

હા ૧૯ થી ૨૧ સુધીમાં આપણી નામીચી ત્રણ બંદગીઓ, યથા અહુવઇર્યો, અષેમ વોહુ અને યેંઘહે હાતામની સમજણ અને શરેહ સમાવી છે.

હા ૨૨ થી ૨૭ સુધીમાં અહુરમજદ, અમેશાસ્પંદો વિગેરેની પાછી યાદ કરવામાં આવે છે. હા ૨૮ થી

૫૧ સુધીમાં અને ૫૩ માં હામાં ગાથાના અને હપ્તન યશ્તનાં હા આવે છે, જે માટે આગળ બોલવામાં આવ્યું છે.

ગાથના હા પછીના સેવટના હામાં આતશ, પાણી, સરોશ યજદ, વિગેરેની સ્તુતિ આપી છે.

## વીસ્પરદ, એ શબ્દનો અર્થ

વીસ્પરદ એ અવસ્તાનો 'વીસ્પ રતવો' શબ્દ છે, એનો અર્થ બે રીતે થાય. (૧) 'વીસ્પ' એટલે 'સઘળા', અને 'રતુ' એટલે 'રૂતુ', ઉપરથી "સઘળી રૂતુઓ" એમ અર્થ થાય. (૨) 'વીસ્પ', એટલે સઘળા, અને 'રતુ' (ફા. રદ) એટલે 'સરદાર,' તે ઉપરથી અર્થ થાય કે 'સઘળા સરદારો.' આ ભણુતર યજશ્નને સાથે ભેળાઇને ખાસ કરી ગાહમ્બારના અવસરો, જે રૂતુના અવસરો છે, તે ઉપર ભણાય છે. માટે એનો અર્થ 'તમામ રૂતુઓને લગતા અવસરો ઉપર ભણાતું ભણુતર" થઇ શકે. તેમજ એનો અર્થ "સઘળા રતુઓ એટલે સરદારો બાબેનું ભણુતર" પણ થાય. પેહેલા અર્થ કરતાં "સઘળા સરદારોને લગતું ભણુતર" એવો પાછલો અર્થ, એ ભણુતરનાં લખાણનાં ભાવાર્થ ઉપરથી, વધારે દુરૂસ્ત દિસે છે. વીસ્પરદનાં ભણુતરમાં એ પાછલી, એટલે રતુ અથવા સરદારોની બાબત વધુ આવે છે. રૂતુઓ અથવા મોસમો પોતે પણ વખતની વેંહેચણીના ભાગોમાં રતુ અથવા સરદાર તરીકે છે.

## વીસ્પરદ એટલે સઘળા રતુઓ અથવા સરદારોની યાદનું ભણુતર

ત્યારે, એક અર્થ પ્રમાણે, વીસ્પરદ એટલે સઘળી રૂતુઓને યાદ કરનાર અથવા સઘળી રૂતુઓને લગતું

ભણુતર. બીજા અર્થ પ્રમાણે—અને તે વધારે અગત્યનો અર્થ છે—તે સઘળા પ્રકારના રદો અથવા સરસમાં સરસ સરદારો યા નમુનાઓને યાદ કરનારૂં, તેઓનું સ્મરણ કરનારૂં, અને સમર્ણ કરી તેઓની સ્તુતિ કરનારૂં ભણુતર. એ ભણુતર ભણી માણસે પોતે એક જાતની રેહબરીની, એક જાતની સરદારીની હાલતે પોતે પોંહોચાડવાની, અને પોતાને હાથે ઉત્પન્ન થતી ચીજોને પોંહોચાડવાની કોશેશ કરવી જોઇએ.

### વીસ્પરદ એ સઘળા રતુઓની સામટી સિફત

ત્યારે વીસ્પરદ સઘળા રતુઓની, સઘળી પેદાયશ, પછી તે મીનોની કે ગેતીની હોય, જાનદાર હોય કે નિર્જીવ હોય, અને વળી જાનદારમાં તે માણુસની, જાનવરની કે ઝાડપાનની હોય, તેના સરદારોની અને સઘળા સદ્ગુણોના ઉત્તમ પ્રકારોની યાદ કરનારૂં ભણુતર છે. તેમાં સઘળી ભલી પેદાયશને, અને તે સઘળી ભલી પેદાયશના સરસમાં સરસ નમુના યા ઉત્પન્તીને યાદ કરવામાં આવે છે. સઘળાં સદ્ગુણી માણુસોને, દાખલા તરીકે, દીનદાર, પરહેજગાર સાચ્ચા, અને દેશહિતકારી માણુસોને, તેમાં યાદ કરવામાં આવે છે. ત્યારે રતુ અથવા રદ હરેક પેદાયશમાં એક જાતનું ધાર્મિક, એક જાતનું આત્મિક, એક જાતનું નિયમિત સંપુર્ણતાનું વડપણુ ભોગવનાર છે. તે વડપણુ ધરાવનાર વડાને યાદ કરવાની, અને તેને યાદ કરી તેનામાં દિસતાં અશોઇ, નિયમિતપણું અને સંપુર્ણતાનાં તત્વોની નકલ કરવાની માણુસની ફરજ છે. માણુસે પોતે નકલ કરવી અને પોતાને હાથે ઉત્પન્ન થતી પેદાયશોને, તે પેદાયશોનાં રતુઓનો ખ્યાલ મનમાં રાખી, ચહડતી હાલતે લાવવી.

## વીરૂપરદને ગાહમ્બાર સાથ સંબંધ

વીરૂપરદ, જે તેનાં નામના અર્થ પ્રમાણે, અને તેના લખાણના ભાવાર્થ પ્રમાણે, સઘળી ભલી પેદાયશના સર્વથી સરસ નમુનાઓની યાદનું ભણતર છે તેને ગાહમ્બારનાં અવસર સાથે ખાસ સંબંધ છે એ સંબંધનો સબબ આ છે, કે પેદાયશમાં સઘળી ચીજો રદ યા સરદાર તરીકે બને, યાને ઉત્તમમાં ઉત્તમ અને સરસમાં સરસ નિવડે, તેનો આધાર ગાહ અથવા વખત અથવા મોસમ ઉપર છે. શું માણુસ, જાનવર કે ઝાડપાનની આબાદી, વૃદ્ધિ, અને સુધારા વધારાનો આધાર મોસમ ઉપર છે. જો મોસમો બર વખતે આવે, અને સારી રીતે પસાર થાય, તો માણુસો તનદરૂસ્ત રહે અને સાથે મન દરૂસ્ત રહે; જાનવરો નિરોગી રહે, અને વૃદ્ધિ પામે; ફૂલ ફલાદી વૃદ્ધિ પામે, અને પાકો સારા ઉતરે; અને સઘળી ચીજોના સરસમાં સરસ નમુનાઓ ઉત્પન્ન થાય. એ સબબે ત્યારે ગાહમ્બારો, જે મોસમનાં જશનોના અવસરો છે, તે વીરૂપરદના, એટલે સઘળી પેદાયશોના સરદારો યા સરસ નમુનાઓની યાદનાં ભણુતર માટેના ખાસ અવસરો ગણાય છે.

## ગાહમ્બાર વખતે સઘળા રતુઓનો મેળાવડો.

ડા૦ હાઉગ ગાહમ્બારની ક્રિયામાં ભેગી મળતી મિજલસ માટે વેદીક ક્રિયાની સરખામણી વિગેરે ઉપરથી કહે છે કે "ઘણું કરીને આખા જીલ્લાના દેહાની મંડળીના સર્વ વડાઓની ફરજ હતી કે તેઓ બની શકે તો ગાહમ્બાર, જેને માટે વીરૂપરદનું ભણતર ખાસ ધારવામાં આવ્યું છે, અને

જેના અવસર ઉપર તે હાલમાં પણ ભણાય છે, તેમાં હાજર થાય." ૧

## ગાહમ્બાર સાથના વીસ્પરદના સંબંધ ઉપરથી લેવો જોઇતો ધડો.

ગાહમ્બારના અવસરો ઉપર ભણાતી વીસ્પરદ ઉપરથી, ગાહમ્બાર સાથનાં વીસ્પરદના સંબંધ ઉપરથી, આપણે જે વિચાર કરવાનો છે, આપણે જે ધડો લેવાનો છે, તેનો ઘણોજ ટુંકો સાર બુન્દેહેશમાં નીચે પ્રમાણે જણાવે છેઃ—"હનગર્દ દેન્મન આઇગ કોલા મુન કારે મસ વાદુનેત અદીનસ કસીચ વેહ." એટલે—"સાર આ કે જે કોઇ મોટું કામ કરે, તેની પ્રત્યેકતા (Individuality, Personality) સરસ"

બુન્દેહેશે જણાવેલો સાર, જો જરા વિગતે સમજયે તો આ છે, કે દરેકે પોત પોતાનાં કામમાં, રતુ, અથવા રદ એટલે સરદાર થવું. દરેકે પોતપોતાના કામમાં સરસ અને સંપૂર્ણ થવું. દરેકે પોતપોતાનાં રદોને આરાધવા, યાદ કરવા, તેઓની સ્તુતિ કરવી, એટલે કે તેઓના જેવા થવું. પોતે પણ સરદારીભોગવવાની, સઅસાઇ ભોગવવાની સંપૂર્ણ થવાની હોંસ રાખવી. દાદાર અહુરમજ્દને આરાધવો, તેના અમેશાસ્પંદોને આરાધવા, તેના યજદોને આરાધવા, એટલે

---

(૧) "Very likely all chiefs of the Iranian society of a whole district were, if possible, obligedto be present at the time of the celebration of the Gahanbars, for which the Visparad seems to be particularly intended and on which occasions it must be used even now (Haug's Essays, 2nd edition p. 193).

કે તેઓની યાદ અને સ્તુતિ કરી તેઓની નકલ કરવી, તેઓના સદગુણો પ્રાપ્ત કરવા. 'રદ' ના સંબંધમાં પણ એમજ છે. આપણુ સર્વેએ આપણા રતુ અથવા રદ અથવા સરદારને આરાધી, માન આપી યાદ કરી, તેની બરાબર થવાની કોશેશ કરવી. બુન્દેહેશમાં અને વીસ્પરદના શરૂઆતના ફકરાની પેહેલવી શરેહમાં કહે છે, કે આપણુ માણુસ જાતનો રતુ જરથોસ્ત છે. ત્યારે તેને આરાધી આપણે રતુ અથવા સરદાર થવાની કોશેશ કરવી. આપણે પણ સરસ થવું, ચહડીઆતા થવું, સંપૂર્ણ થવું.

ગાહમ્બારોને જ્યારે મોસમ સાથે સંબંધ છે, ત્યારે દેખાઇતું છે, કે ખેતી અને જમીનની પેદાયશ સાથે તેને ખાસ સંબંધ હોવો જોઇએ. તેથી ખેડુતોએ પોત પોતાના પાકને રતુ અથવા સરદારની હાલતે પોંહોચાડવાની કોશેશ કરવી જોઇએ. તેઓએ ગાહમ્બારનાં જશનમાં સરસમાં સરસ મેવો, અનાજ, દુધ, દારૂ વિગેરે રજુ કરવાની હરીફાઇ કરવી. તે મોટા જથ્થામાં રજુ કરી ગરીબોને ખવાડવું.

## વંદીદાદ.

વંદીદાદ શબ્દ અવસ્તાના "વીદએવ દાત" ઉપરથી બન્યો છે. એનો અર્થ "દેવોની સામેના કાયદા" થાય છે. અહિં 'દેવ' શબ્દ ઘણો બોહળો અર્થે લેવો. શારીરિક અથવા માનસિક યા રવાનને લગતાં ભલાંને આડે આવનાર જેબી કોઇ ચીજ યા સાધન તે 'દેવ' ને નામે જણાયલાં છે. ત્યારે દેવના વર્ગમાં જેમ બુરાં માણુસો, તેમ તંદરૂસ્તીને નુકસાન કરનાર ચીજો યા સાધનો યા બીમારીઓ અને નીતિના

દુર્ગુણો પણ આવે. ત્યારે વંદીદાદમાં તંદરૂસ્તી જાળવવા
અને તંદરૂસ્તીને આડે આવનાર સબબો—જેવાકે અસ્વચ્છ
કોહવાટ વિગેરે—ને ટાળવાનાં ફર્માનો અને તે સાથે મ
દરૂસ્તી જાળવવા બાબેનાં ફર્માનો સમાવેલાં છે.

વંદીદાદની કુલે ૨૨ પર્ગર્દો યા બાબ છે. તેમાં ની
જણાવવા પ્રમાણે વિગત સમાવી છે:—

પર્ગર્દ ૧—એમાં અહુરમજ્દે અસલી આર્યન પ્રજા
વસ્તી એક પછી એક કયા મુલકમાં વસાવી તેનું વર્ણ
સમાવેલું છે.

પર્ગર્દ ૨—એમાં પાદશાહ જમશેદે પોતે એક ન
વર યાને સંસ્થાન, પુરતી હવા અને રોશનીની આવજ
થાય એવાં મકાન સાથનું, બનાવ્યું તેની હકીકત આપી

પર્ગર્દ ૩—જમીન શાથી ખુશ અને શાથી ના ખુ
થાય છે તે જણાવ્યું છે. દાખલા તરીકે, જે જમી
ઉપર ખેતી થતી હોય, જ્યાં સઘળું સ્વચ્છ અને સ
રાખ્યું હોય, જ્યાં ભલાં આદમીઓ રેહતાં હોય, અને જ
અહુરમજ્દની યાદ થતી હોય, તે સઘળી જગ્યાઓ જા
હમેશાં ખુશાલ રહે છે.

પર્ગર્દ ૪—જરથોસ્તી ધર્મની એક ખાસ શિખવા
આ છે કે દરેકે બીજા તરફની ફરજ બજાવવી, બીજ
સાથે—પછી તે બીજો જરથોસ્તી હોય કે નહિ તે સાથે-
કરેલા કોલકરાર હમેશાં પાળવા. આ પર્ગર્દમાં એવી ફર
અને એવા કોલ બાબે વિવેચન કર્યું છે.

પર્ગર્દ ૫—એમાં નસાની કેટલીક બાબદ આવે
છે. એટલે કે આતશ, પાણી, જમીન જેવા પદાર્થોને ના

પામતી ચીજોથી ખરાબ કરવાં નહિ. નાશ પામતા કોહોવાટ યા ગલીચી ફેલાવનાર પદાર્થોને ઘટતી વ્યવસ્થા કરી એવી જગ્યાએ દૂર કરવા, કે તેથી આજુબાજુનાંઓને નુકસાન થાય નહિ.

પર્ગર્દ ૬—જમીન, પાણી, ક્રિયામ વપરાતો હોમ પાશો, વિગેરે ચીજોને જો નસો લાગો હોય તો તેઓને કેમ પાક કરવાં, તેની અને લાશને સેવટની જગ્યાએ પોંહોચાડવાની બાબત એમા સમાવી છે.

પર્ગર્દ ૭—એક માણુસનાં મરણુ પછી કેટલેક વખતે તેનાં શરીરનો કોહવાટ આજુબાજુએ અસર કરે છે. એવી કોહવાટની અસર લાગેલી ચીજોને કેવી રીતે સાફ કરવી. એવી નજીસાત કોઇ માણુસોને લાગી હોય કે જેથી તેઓ બીમાર થવાનો અને બીમારી ફેલવવાનો સંભવ હોય તો તેવી તેઓની રીમનીથી તેઓને કેમ સ્વચ્છ કરવાં.

પર્ગર્દ ૮—એક ઘર આતશ વિગેરેને કેમ સ્વચ્છ કરવાં.

પર્ગર્દ ૯—નવરાતનું બરશનુમ નહવાડવાની બાબત યાને એક આદમીની અપવિત્રાઇ દૂર કરવા માટે ચોકસ તરતીબથી તેને નહવાડવું.

પર્ગર્દ ૧૦—માણુસોથી નસાની રીમની વિગેરે, દૂર કરવા માટેની ક્રિયામાં શું ભણુતરો ભણુવાં તે વિગેરે.

પર્ગર્દ ૧૧—કોઇક ચીજોથી નસાની રીમની વિગેરે દૂર કરવા માટેની ક્રિયામાં શું ભણુતરો ભણુવાં તે વિગેરે.

પર્ગર્દ ૧૨—ચહડ ઉતર ખેશીપણુંનો સંબંધ ધરાવનાર ધણીઓ મરણુ પામે તો મરનારનાં જુદાં જુદાં ખેશી-

ઓએ તેઓ માટે 'ઉપમન' કરવું અથવા ઠેરવેલા વખતેથી વધુ વાર દલગીર ન થવું.

પર્ગર્દ ૧૩—માણુસ જાતની વફાદારીથી સેવા બજાવનાર (કુતરા) ની બાબદ.

પર્ગર્દ ૧૪—સગે આબી નામનો કુતરો, જે અસલી ઇરાનમાં એક ઉપયોગી પ્રાણી ગણાતો, તેને નાહક મારી નાખનારાઓની સજાની બાબત.

પર્ગર્દ ૧૫—કેટલાક મોહટા ગણાતા ગુનાહોની બાબત.

પર્ગર્દ ૧૬—સ્ત્રી જાતની માસિક બીમારી અને તે બીમારી વખતે તનની દરૂસ્તી વિગેરે માટે સાચવવી જોઇતી સાવચેતી.

પર્ગર્દ ૧૭—નખ, બાલ જેવા પદાર્થો, જેઓ નસો ગણાય, તેઓને કેવી તરતીબથી દૂર કરવા તે વિગેરે બાબત.

પર્ગર્દ ૧૮—આ પરગરદમાં કેટલીક પરચુટણ બાબતો સમાવી છે, જેવી કે નાલાયક અથોરનાનો, ઉદ્યોગનું ભાન આપનાર મર્ઘો, દરૂજ, હવસો વિગેરેની બાબતો.

પર્ગર્દ ૧૯—આ પર્ગર્દમાં પેગામ્બર જરથોસ્તની જીંદગીના કેટલાક અગતના એશારાઓ છે. આહરેમને લોભ લાલચથી તેવણુને લલચાવવાને કરેલી કોશેશો તેવણે પોતાના મજબુત મનથી રદ કીધી.

પર્ગર્દ ૨૦—થ્રીત નામના તબીબની અને તબીબાંની બાબત.

પર્ગર્દ ૨૧—રોશની અને પાણી જેવા ઉપયોગી પદાર્થોની બાબતો ઉપર થોડુંક વિવેચન.

પર્ગ્રેહ ૨૨—આહરેમનની સંખ્યાબંધ બદીઓ અને બીમારીઓ અને અહુરમજ્દે જાહેર કરેલા તે સામેના એલાજો અને ઉપાયો.

## ખોર્દેહ અવસ્તા

ખોર્દેહ અવસ્તા એટલે નાના અવસ્તા. યજશ્ને, વંદીદાદ વિગેરે મોટાં ભણુતરોમાંથી એ ભાગ દરરોજની નાની બંદગી તરીકે ચુંટી કાહાડયો છે. માટે એને નાના અવસ્તા કહે છે. એમાં નીચલાં ભણુતરો સમાવ્યાં છે.

૧ ગેહો

૨ નીઆએશો

૩ યશ્તો

એ ઉપરાંત આફ્રીનગાનો, જે યજદો અને અશો ફ્રોહરોની યાદનાં ભણુતરો છે, અને આફ્રીનો, જે દુઆના ભણુતરો છો, તે અને કેટલીક પાજંદ બંદગીઓ પણુ હાલ એ નામમાં સમાયલાં છે.

## ગેહો

ગેહ અથવા ગાહ એટલે વખત. જરથોસ્તી પુસ્તકો પ્રમાણે ૨૪ કલાકના દહાડાને વખત (ગાહ)ના પાંચ તબકામાં વેંહચેલો છે. એ દરેક તબકાને ગેહ કહે છે. તે દરેક ગેહમાં ભણુવાનાં ભણુતરને પણુ ગેહ કહે છે. તે પાંચનાં નામ નીચે પ્રમાણે છેઃ હાવન, રપિથ્વન, ઊજીરન, અઇવિસ્રુથ્રેમ, ઉશહેન.

## નીઆએશો

નીઆએશો પાંચ છે: ખોર્શેદ, મેહર, માહાબોખ્તાર, આંવાં અર્દૂવીસુર, અને આતશ. એમાંની પેહેલી બે રોશનીના સંબંધમાં

છે. ખોર્શેદની નીઆએશ ખોર્શેદની સિફતમાં છે. મેહર નીઆએશ સુર્ય ઉગવા આગમચની રોશનીના સંબંધની નીઆએશ છે. માહબોખ્તારની નીઆએશ ચંદ્રમાની સિફતમાં છે. આવાં અર્દવીસુરની નીઆએશ પાણીની સિફતમાં છે. અર્દવીસુર નામની એક મોટી નદી અસલી ઇરાનમાં હતી. તે વખતનાં ઇરાનના મોટા ભાગને પાણી પુરૂં પાડતી હતી. એ નદીને હાલની ઓક્સસ નદી માનવામાં આવે છે. તે નદી ઉપરથી એ નામ કુલ પાણીના સંબંધમાં વપરાય છે. આતશ નીઆએશ આતશની સિફતમાં છે.

જુદા જુદા યજદોના નામ ઉપરથી તેઓની સિફતના ભણતરો યસ્તોને નામે જણાયલાં છે. એવી ૨૨ યસ્તો જણાયલી છે.

---

# પ્રકરણ આઠમું.

## આગલા ઇરાની જરથોશ્તી ધર્મને લગતા સાહિત્યની ટુંક તવારીખ

આપણું ઇરાની જરથોસ્તી ધર્મને લગતું સર્વ સાહિત્ય ચાર ભાષાઓમાં છે. ૧ અવસ્તા, ૨ પેહેલવી, ૩ પાજંદ અને ૪ ફારસી. એઓમાંથી મુખ્ય સાહિત્ય અવસ્તા ભાષામાં છે. તે બાબે આગલા પ્રકરણમાં આપણે બોલી ગયા છિએ.

અવસ્તા પછી બીજું મુખ્ય સાહિત્ય પેહેલવી ભાષામાં છે. એ મુખ્ય કરી સાસાનીઅન જમાનાનું અને તે પછીના વખતનું છે. સર્વથી પુરાણું પેહેલવી લખાણ આપણને સિક્કાઓ ઉપર મલે છે. એ સિક્કાઓમાં મુખ્ય આપણા હિંદુસ્તાન દેશની ઉત્તર પશ્ચિમના ભાગમાં મળેલા સિક્કાઓ કે જે ઉપર આપણને આપણા કેટલાક યજદોના નામો મળે છે. હિંદુસ્તાનના એ ભાગમાં ઇન્દો તુરૂસ્ક વંશના જે ઇન્દો-સીથીક રાજાઓ રાજ કરી ગયા હતા, તેઓના એ સિક્કાઓ છે.

સિક્કાઓ પછી આપણને પુરાણું પેહેલવી લખાણ ઇરાનના કેટલાક પાહાડો ઉપર મલે છે. તે ઇ. સનેની ત્રીજી અને ચોથી સદીનાં ઇરાની પાદશાહોનું છે. નક્ષે રૂસ્તમ, નક્ષે રજબ, શાહપુર, તાકે બોસ્તાન અને હાજીઆબાદના પેહેલવી લેખો એવાં લખાણ તરીકે જાણીતા છે. એ લેખો અર્દેશર બાબેગાન, શાપુર બીજો, શાપુર ત્રીજો, નર્સી, બેહરામ બીજો, એવા સાસાનીયન પાદશાહોના છે. આપણાં મુંબઇ શહેરની

પડોશમાં છાસ્તી તાલુકામાં આવેલા કનેરીના ગોફાઓમાં પણ બે પેહેલવી લેખો, ઇ. સ. ૧૦૦૯ અને ૧૦૨૧ નાં મલે છે. એ લેખો તે ગોફાની મોલાકાતે આવેલા કોઇ ઇરાની મુસાફરોના દિસે છે. દક્ષિણ હિંદુસ્તાનમાં મદ્રાસની પડોશમાં આવેલાં એક ગામનાં એક દેવળમાં પણ એવા એકાદ બે લેખો મળેછે. એ લેખો ઇરાનના કોઇ ખ્રિસ્તીઓ, જેઓ પેહેલવી ભાષા વાપરતા હોય, તેઓના છે.

પુસ્તકોનાં પેહેલવી સાહિત્ય ઉપર આવતાં દિસે છે કે મુખ્ય અગતનું પેહેલવી સાહિત્ય આરબોને હાથ ઇરાનની હાર થવા આગમજનું, એટલે ઇસવી સનની સાતમી સદી આગમચનું હતું. આરબોને હાથની હાર પછીનું પણ કેટલુંક પેહેલવી સાહિત્ય છે. એ પેહેલવી સાહિત્યના, ડા૦ વેસ્ટે કહ્યું છે તેમ, ત્રણ મુખ્ય ભાગો થઇ શકે.

૧ અવસ્તાનાં લખાણનો પેહેલવી તરજુમો અને શરેહ.

૨ ધર્મ સંબંધી બાબતોનાં પેહેલવી લખાણો.

૩ ધર્મ સિવાયની બીજી બાબતો ઉપરનાં પેહેલવી લખાણો.

## ૧ અવસ્તાનાં લખાણોનો પેહેલવી તરજુમો અને શરેહ.

આ વર્ગનાં સાહિત્યમાં આપણાં નીચલાં ભણતરોને પેહેલવી તરજુમો અને શરેહ આવે છે. વંદીદાદ, યજશ્ને, વીસ્પરદ; યશ્તો,—અહુરમજદ, બેહરામ, સરોશ હા દોખ્ત, હપ્તન, ખોરશેદ, અને માહા બોખ્તાર; નીઆએશો,—ખોરશેદ, આવાં અને આતશ; આફ્રીનગાનો—ગાહમ્બાર, દહમાન, ગાથા, અર્દાફ્રેરોશ અને સીરોજા. આ ભાગમાં એ ઉપરાંત બીજા

કેટલાક અવસ્તાનાં ભાગોનો પેહેલવી તરજુમો આવે છે કે જે સાધારણ ભણતર તરીકે ભણાતા નથી. દાખલા તરીકે નીરંગેસ્તાન, અઓગમદેચા, વજર કર્દ દીનીક.

## ૨ ધર્મ સબંધી બાબતોનાં પેહેલવી લખાણો

આ વર્ગનાં પેહેલવી સાહિત્યમાં આપણાં કેટલાંક જાણીતાં પેહેલવી પુસ્તકો આવે છે, જેવાં કે દીનકર્દ, બુન-દેહેશ, દાદેસ્તાને દીની, મીનોખેરદ, શાયસ્ત લા શાયસ્ત, વીરાફ્નામું, જામાસ્પી, બહમન યસ્ત, માદીગાને ગોસ્ત ફ્રયાન, માનુશચેહેરનાં પત્રો, જાદસ્પરમનાં લખાણો, આશીર્વાદ, આફ્રીનો, અને પતેતો.

## ૩ ધર્મ સબંધી નહિ એવાં પેહેલવી લખાણો

આ વર્ગનાં પેહેલવી સાહિત્યમાં કેટલાંક અર્ધ-ઇતિહાસિક લખાણો આવે છે, જેવાં કે કારનામે એ અર્દેશર બાબેગાન, યાદગારે જરીરાન, શત્રોઇહા એ અઇરાન અને અફ્દીઅવ સહીગીઅ એ સીસ્તાન. એ ઉપરાંત માદીગાને હજાર દાદેસ્તાન નામનું સંસારી કાયદાઓનું પુસ્તક વિગેરે થોડાંક પુસ્તકો એ વર્ગમાં સમાય છે.

## પાઝંદ સાહિત્ય

પેહેલવી સાહિત્ય પછી આપણે પાઝંદ સાહિત્ય ઉપર આવ્યે છિએ. કેટલુંક પાઝંદ સાહિત્ય તે કાંઇ નહિ પણ જ્યારે પેહેલવી સાહિત્યજ છે. પણ જ્યારે પેહેલવી સાહિત્યમાં કેટલાક સેમેટીક ભાષાનાં શબ્દો દાખલ થયલા છે ત્યારે પાઝંદ સાહિત્યમાં તેમ નથી. પાઝંદ તે સેમેટીક તત્વ વગરનું પેહેલવી સાહિત્ય છે. કેટલુંક સાહિત્ય જેમ પેહેલવી તેમજ પાઝંદ ગણાય.

આપણું પાઝંદ સાહિત્ય નીચલા મુખ્ય ભાગોમાં વેંહેચી શકાય છે.[1]

૧ જાણીતાં પેહેલવી પુસ્તકો પાઝંદ જબાનમાં જેવાં કે બુનદેહશ, મીનોખેરદ, બહમન યશ્ત, વીરાફનામું, અઓગમદેચા.

૨ બંદગીનાં ભણતર તરીકે ભણાતાં પાઝંદ લખાણો જેવાં કે પતેતો, આફ્રીનો, દુઆઓ.

૩ નીરંગો, જેવી કે યશ્તોની પછવાડે ભણાતી નીરંગો, અને ભણતરમાં ભણાતી નહિ હોય, એવી કેટલીક નીરંગો, જે રેવાયતોમાં આપી છે.

૪ સેતાયશો, જેવી કે નામે સેપાસ, અહુરમજદની સેતાયશ વિગેરે.

## ફારસી સાહિત્ય

પાઝંદ સાહિત્ય પછી આપણે ફારસી સાહિત્ય ઉપર આવ્યે છિએ. એ વર્ગમાં સદ દર કેતાબ મુખ્ય છે. એ પુસ્તકના સો (સદ) બાબ (દર) છે, તેથી તેને સદ દર નામ મળ્યું છે. તે પદ અને ગદ્ય બેઉમાં લખાયલી છે. એ વર્ગનું બીજુ જાણીતું ફારસી પુસ્તક જરથોસ્તનામું યાને પેગામ્બર જરથોશ્તની જીંદગીનો એહવાલ છે. ફારસી શાયસ્ત લા શાયસ્ત એ વર્ગનું બીજું મુખ્ય પુસ્તક છે, જે સદદર, બુનદેહેશ્નેને નામે પણ જણાયલું છે. વીરાફ નામું, મીનોખેરદ, અને જામાસ્પી જેવાં જાણીતાં પેહેલવી પુસ્તકો ફારસીમાં

---

[1] જુઓ પારસી પંચાએતનાં ત્રસ્ટીઓ તરફથી પ્રગટ થયલું એરવદ એદલજી કેરસાસ્પજી આંતીઆનું પુસ્તક, "Pazend Texts collected and collated".

પણ લખાયલાં છે. ફારસી સાહિત્યના આ વર્ગમાં રેવાયતને નામે જણાયલાં લખાણો મુખ્ય છે. આસરે ૩૦૦ યા ૪૦૦ વર્ષ પર ધર્મ સંબંધી બાબતોના કેટલાક સવાલો હિંદુસ્તાનથી ઇરાનના ભણેલા દસ્તુરો ઉપર મોકલવામાં આવતા હતા. ત્યાંથી તેઓ તરફથી જે જવાબો આવેલા તે રેવાયતને નામે જણાયલા છે. જે ધણીઓ અતરેથી સવાલો લઇ જતા અને જવાબો લાવતા તેઓને નામે તે લખાણો યા રેવાયતો જણાયલાં છે; દાખલા તરીકે નરીમાન હોશંગની રેવાયત અને બહમન અસ્ફંદયારની રેવાયત. એવી રેવાયતોના બે ધણીઓએ સંગ્રહ કર્યો છે. એ સંગ્રહ એઓને નામે જણાયલા છે, જેમકે દારાબ હોરમજદયારની રેવાયત અને બર્જો કામદીનની રેવાયત. એ સંગ્રહમાં ઇરાનથી આવેલા જવાબોની બાબતો ઉપરાંત કેટલાક ફારસી કીસ્સાઓ અને નાનાં પુસ્તકો પણ સમાયલાં છે. દાખલા તરીકે મારનામું, સોગંદનામું, મહમુદ ગીજનવીનો કિસ્સો વિગેરે.

## આપણા ધર્મને લગતું સંસ્કૃત સાહિત્ય[1]

આપણું ધર્મ સંબંધી કેટલુંક સાહિત્ય નેર્યોસંગ ધવલ નામના એક કાબેલ દસ્તુરને હાથે અને બીજાઓને હાથે લખાયલું સંસ્કૃતમાં પણ છે. એમાં મુખ્ય ભાગ અવસ્તા પેહેલવી પુસ્તકોનો તરજુમો છે.

અવસ્તાનાં સંસ્કૃત તરજુમામાં ખોર્દેઅવસ્તાના થોડાક

(૧) જુઓ પારસી પંચાએતનાં ત્રસ્ટી સાહેબો મારફતે એરવદ શેહરીઆરજી દાદાભાઇ ભરૂચાની કલમથી પ્રગટ થયલું પુસ્તક "Collected Sanskrit Writings of the Parsis" Part I, Khorda Avestâ-Arthah.

ભાગનો અને યજશ્નેનો તરજુમો છે. પેહેલવી પુસ્તકોમાં મીનોખેરદ, શેકન્દ ગુમાની વજાર, અર્દાવીરાફનામું અને અઓગમદેમાનો તરજુમો છે.

## બીજું સાહિત્ય

આપણું થોડુંક ઇરાની સાહિત્ય ખીલારોકી (Cunci-form) ભાષામાં ઇરાનમાં બેહીસ્તુનના પાહાડ વિગેરેમાં બચી રહયું છે. પણ તે ખાસ ધર્મ સંબંધી સાહિત્ય નથી. તે તવારીખને લગતું સાહિત્ય છે.

છેલ્લાં આસરે ૧૫૦ વર્ષના અરસામાં, અને મુખ્ય કરી છેલ્લી સદીમાં, અને તેમાં પણ મુખ્ય કરીને તેનાં પાછલા અર્ધા ભાગમાં, ગુજરાતી અને અંગ્રેજી ભાષાઓમાં ધર્મ સંબંધી પુસ્તકોનાં તરજુમાઓ અને બીજું સાહિત્ય બહાર પડયું છે. અંગ્રેજી ઉપરાંત યુરોપની બીજી ભાષાઓમાં પણ કેટલુંક સાહિત્ય બહાર પડયું છે.